"ગુજરાત વર્તમાન" ની ભેટ.

# India As At Present.

## હિંદની હાલની દશા.

श्लोकः

अनुचितकर्मारम्भः स्वजनविरोधो बलीयसि स्पर्द्धा ।
प्रमदाजनविश्वासो मृत्युद्वाराणि चत्वारि ॥

અર્થઃ-અયોગ્ય કર્મનો આરંભ, પોતાનાજ માણસો સાથે વિરોધ, બળવાનની સાથે બાથ, અને પ્રમદાઓનો વિશ્વાસ-એ ચાર મોતનાં દ્વાર છે.

"He who blackens others does not whiten himself."

અર્થ-જે બીજાઓને કાળાશ લગાવે છે તે પોતાને ઉજળો કરી શકતા નથી.


લેખક-

વાડીલાલ નથુભાઈ કુસુમગર
જોઈન્ટ ઓનરરી સેક્રેટરી
લીગ ઓફ પીસ એન્ડ પ્રોગ્રેસ-અમદાવાદ.

Vadilal Nathubhai Kusumgar
Joint Hony. Secretary,
League of Peace and Progress,
AHMEDABAD.



ધી સીટી પ્રીન્ટીંગ પ્રેસમાં ચંદુલાલ છગનલાલે છાપી
ઈ. સ. ૧૯૨૧ સંવત ૧૯૭૮.
કિંમત ૦-૨-૬

## —ઉદ્દેશ

સાચા ખોટા માએ માર્યો—એ જમાનો આવ્યો છે. દંભીઓનો દરોરો પડી રહ્યો છે, પાખંડ પૃથ્વી ખાધી છે, ગાડરીઓ પ્રવાહ જોસભેર ચાલે છે. છાપાંઓને કમાણીની મોસમ જાગી છે. તેથી છાપાંઓ કમાઉ તરફજ નજર રાખી હાજીહાની ભૂંગળો ફુંકી રહ્યાં છે. ખરૂં કહેનાર છાપાં વિરલજ છે. ગુજરાત વર્તમાનદ્વારા લોકમત કેળવવાનું કામ આ લેખક તરફથી ચાલુ છે. પણ વર્તમાન પત્રો વાંચીને વેગળાં મૂકાય છે. પુસ્તક નાનું કે મોટું હોય તો પણ તે એક સાહિત્ય ગણાય છે. તેથી આ નાનકડું પુસ્તક હાલના સમયમાં લક્ષમાં લેવા જેવા ગંભીર વિચારો વાળું દેશી ભાઈઓના કેવળ ભલા માટેજ રજુ કરવાના હેતુથી બહાર પાડવામાં આવ્યું છે. ભાષા સર્વથી સમજી શકાય તેવીજ રાખવા પ્રયત્ન કર્યો છે. કહેનાર કહી છુટે અને વહેનાર વહી છુટે. સમજવું અને વર્ત્તવું એ દરેક માણસની પોતાની મુનસફી ઉપર છે.

બીજા સ્વતંત્ર વિચારના નૈતિક હિંમત ધરાવનાર વિદ્વાનો હાલના અશાન્તિના સમયમાં આ લેખકના જેવા પ્રયત્નો કરી તેને પુંઠબળ આપશે તો એક પ્રકારે ખરી દેશસેવાનો ધર્મ બજવાશે.

તા. ૨૦-૧૧-૨૧
રીચીરોડ—અમદાવાદ.

લેખક.

# હિંદની હાલની દશા.

## મંગલાચરણ

### દોહરો.

શ્રીપતિ ધીપતિ વાણિપતિ, શૌર્યધૈર્યપતિ નાથ !
આશાપતિ ! હિંદને, ઉદ્ધાર ગ્રહિને હાથ. ૧

જુના "હિંદુસ્તાન" નું આદિવાક્ય.

'ચઢતી પડતી ચાલી જાય છે' એ લૌકિક કહેવત દરેક જણ તથા જનસમુદાયને એકસરખી રીતે લાગુ પડે છે તેજ પ્રમાણે આપણા હિંદવાસીઓને પણ અનેક ચડતી પડતીના વારાફેરાનો અનુભવ થયો છે, અને થાય છે. પણ તે અનુભવને ભૂલી ન જવો અને હમેશાં પોતાની નજર આગળ રાખી આપણા ભવિષ્યની રચના આપણે હાથે કરવી એ વાત હરેક માણસથી બની શકતી નથી; એમ વ્યવહારમાં આપણે પ્રત્યક્ષ જોઇએ છીએ. તેનુ કારણ એ છે કે માણસનો સ્વભાવ ભૂલકણો છે.

માણસ પોતા ઉપર પડેલું દુઃખ, સુખના સમયમાં વિસરી જાય છે; તેજ પ્રમાણે દુઃખના સમયમાં પોતે પહેલા ભોગવેલાં સુખોને પણ તે વિસરી જાય છે આ ઘણે અંશે સાચી વાત છે; પણ એનાથી પણ વધારે અંશે સાચી વાત તો એ છે કે દેશના [illegible] જુદે જુદે વખતે ગુજરેલાં દુઃખોના કારણરૂપ [illegible]ને અને [illegible] વખત સાંપડેલાં સુખોના કારણરૂપ શુભ કાર્યોને

પણ મનુષ્ય ભુલી જાય છે, અને પોતાની નજર આગળ નિરંતર રાખી શકતો નથી. તેથીજ મનુષ્યનું ભાવી જો કે તેના હાથમાં છે એમ સર્વ કોઇ સાધારણ રીતે કહે છે તોપણ ખરું જોતાં ઘણાં માણસો તે પ્રમાણે જેવું જોઇએ તેવું પોતાનું ભાવિ ઘડી શકતાં નથી. વળી દરેક મનુષ્યને પડતાં સુખ દુ:ખમાં પૂર્વ જન્મનાં કર્મો પણ કેવો અને કેટલો ભાગ ભજવે છે તે નહિ સમજવાથી જુદાં જુદાં મનુષ્યો તેમને સુખ દુ:ખ પડવાનાં નિમિત્તરૂપ પ્રાણિ પદાર્થો તરફ રાગ દ્વેષ કરવા દોરાય છે, અને પોતાનું ભાવિ સુધારવાને બદલે પોતાની વર્તમાન અને ભાવી દશાને ઉલટી વધારે ખરાબ કરે છે.

દરેક શખ્સના સંબંધમાં ઉપર જણાવેલો સિદ્ધાન્ત જેટલે અંશે લાગુ પડે છે તેના કરતાં પણ વધારે અંશે મનુષ્યોના સમુદાયોને લાગુ પડે છે; અને તે એવી ગુંચવણી ભરેલી રીતે લાગુ પડે છે કે તેની ઘટના સમજવી કઠણ પડે છે. તેથી એકાદ શખ્સ જેટલી સહેલાઇથી પોતાનો પાછલો અનુભવ ભૂલી શકતો નથી તેના કરતાં વધારે સહેલાઇથી જનસમુદાય પોતાનો પાછલો અનુભવ ભૂલી જાય છે. તેવા જનસમુદાયો આગળ વીતી ગયેલા અનેક જમાનાઓના મોટા સમુદ્રના મંથનમાંથી રત્નરૂપ શીખામણો મેળવવાને અશક્ત થઇ પડેલા-એમ બારીકાઇથી અલગ રહી તપાસનાર ઇતિહાસના અભ્યાસીઓને જણાઇ આવેલ છે.

તેથી કરીને એક મનુષ્યને તેના પંડનેજ ઉપયોગી એવું શિક્ષણ આપનાર એક સાધારણ મહેતાજીને જે માન ઘટે છે, તેના કરતાં તે માણસને જનસમુદાયના બંધારણમાં એકરાગ બનીને કામ કરવાની લાયકી આણે તેવું શિક્ષણ આપવાને જે મહેતાજીઓ સમર્થ હોય છે, તેમને લોકો વધારે માન આપે છે; અને તેના કરતાં

પણ આખા પ્રજાના સમુદાયને જે મનુષ્ય પ્રજાસમુદાય તરીકેનું તેનું ભાવી ઘડવાને તાલીમ આપી તૈયાર કરે છે, અને આખરે તે પ્રજાસમુદાયનું કીર્તિમંત ભાવિ સિદ્ધ કરી આપે છે, તેઓ લોકનાયક તરીકે અમર નામ કરી જાય છે. પણ ઉપર જણાવેલા ત્રણ પ્રકારના શિક્ષકોનું કામ એક એક કરતાં વધારે ચઢિયાતું તથા કઠણ છે.

વળી લોકોની સંખ્યા ઘણી અને તેમના નાયક થવાને પણ ઘણા ઉમેદવારો બહાર પડે છે. તેથી યોગ્ય નાયકની પસંદગી કરવામાં પણ વધારે મુશ્કેલી છે એક માણસ પોતાને માટે એક સલાહકાર કે શિક્ષક શોધી કાઢવામાં જેટલી કાળજી વાપરે છે અને તે સલાહકાર અથવા શિક્ષક પાસેથી તે શો શો લાભ મેળવવાની આશા રાખે છે તે જેટલી ચોક્સ રીતે સમજે છે, તેટલી કાળજી એક પ્રજાસમુદાય પોતાનો નાયક પસંદ કરવામાં વાપરી શકતો નથી અને તે નાયક પાસેથી તે પ્રજાસમુદાય શો શો લાભ મેળવવાની આશા રાખે છે તે પણ તેટલી ચોક્સ રીતે તે સમજી શકતો નથી. પ્રજાના નાયક અથવા લોકનાયકમાં કેવી યોગ્યતા જોઇએ તે લોકનાયક થવાની ઉમેદ રાખનાર મનુષ્યે જાણવાને ગંભીરપણે ઊંડો અભ્યાસ કરવોજ જોઇએ–એ તો સર્વ કોઇ સ્વીકારે છે. પણ લોકનાયક કેવી કેવી બાબતમાં કેવો હોવો જોઇએ તેનું થોડું ઘણું પણ ચોક્સ ભાન પ્રજાને હોવું જોઇએ અથવા પ્રજાએ સંપાદન કરવું જોઇએ. જો આમ બની શકે તોજ લોક અને લોકનાયક પોતાના કાર્યની સિદ્ધિ કરી શકે. નહિતર કાર્ય સિદ્ધ થાય નહિ, એટલુંજ નહિ પણ ઘણીવાર મહાઅનર્થ પણ થાય. તેથી કેટલીક બાબતોનો નાયકે પૂરેપૂરો તો લોકે થોડો ઘણો પણ અભ્યાસ કરવાની જરૂર છે.

દેશની હાલની સ્થિતિનો વિચાર લોક તેમજ લોકનાયકે સઉથી પહેલો કરવો પડે એ કુદરતી નિયમ છે, કેમકે દરેક પ્રજાને પોતાની વર્ત્તમાન એટલે હાલની દશા સહુથી પહેલી નજરે પડે છે એ સાધારણ અથવા કુદરતી ક્રમ છે. તેથી આપણે ભારતવાસી લોકોએ તેમજ લોકનાયકોએ પણ હિંદની હાલની દશાનો બહુ અભ્યાસપૂર્વક વિચાર કરવાની જરૂર છે. કેમકે આપણને સઉને આપણું ભવિષ્ય એટલે આપણી હવે પછી થવાની દશા વધારે સારી બનાવવાની આતુર ઇચ્છા છે.

પરંતુ હાલની દશાનો અભ્યાસ કરવા માટે આપણે વર્ત્તમાન (હાલની) દશાનું લક્ષપૂર્વક અવલોકન કરવું જોઇએ. તે અવલોકન કરવાનું કામ એક રીતે જોતાં તો ઘણું સહેલું કામ છે: કેમ કે જે આપણે હાલ નજરે જોઇએ છીએ તે સમજવું ઘણું કઠણ હોય નહિ. કેમ કે જે વાત પ્રત્યક્ષ છે અર્થાત્ આપણે નજરો નજર જોઇએ છીએ તે વાતમાં તો "હાથના કંકણને જોવામાં આરસીની જરૂર શી?" એ કહેવતજ લાગુ પડે છે.

## ભૂતકાળના અભ્યાસની જરૂર.

તોપણ આપણી ભવિષ્યની દશા સુધારવાને માટે જેમ આપણે આપણી હાલની દશાનો અભ્યાસ કરવાની જરૂર છે, તેમ આપણી હાલની દશાનો બરોબર રીતે અભ્યાસ કરવાને માટે આપણી પાછલી ગઇ ગુજરી દશાનો વિચાર અથવા અભ્યાસ કરવાની પણ જરૂરજ પડવાની. કારણ કે જેમ આપણી ભવિષ્યની દશાનો સંબંધ આપણી વર્ત્તમાન દશા સાથે છે, તેજ પ્રમાણે આપણી વર્ત્તમાન દશાનો સંબંધ આપણી ગઇ ગુજરી દશા એટલે ભૂતકાળની દશા સાથે છે. આનો સાર ટૂંકાણમાં કહીએ તો એજ છે કે—"આપણી ગઇ ગુજરી એટલે ભૂતકાળની દશાએ આપણી હાલની એટલે વર્ત્તમાન

કાળની દશાને જન્મ આપ્યો છે, અને હાલની એટલે વર્ત્તમાન કાળની દશા તેજ આપણી હવે પછી થવાની એટલે ભવિષ્યકાળની દશાને જન્મ આપનારી છે."

આ આરમ્ભ સિદ્ધાન્તનો વિચાર આપણે હવે કાંઇક વધારે બારીક રીતે જરા ઉંડા ઉતરીને કરવો ઘટે છે કેમ કે જેઓ 'હલ્લે હુરસાં' અથવા 'હૈસો હૈસો' કરવામાં નચે તેવા માણસો છે, તેઓ તો—

## શ્લોક

**गते शोके न कर्त्तव्यो भविष्यं नैव चिन्तयेत् ।**
**वर्त्तमानेन कालेन प्रवर्त्तन्ते विचक्षणाः ॥**

અર્થાત્ "ગયા કાલનો શોક ન કરવો, અને ભવિષ્યનું ચિન્તન ન કરવું, પણ વર્ત્તમાન કાળ પ્રમાણે વિચક્ષણ પુરૂષો ચાલે છે." એ નીતિ શાસ્ત્રના વચનને આપણો આગળ ધરીને હાલ જે કાંઇ ચાલ્યા કરતું હોય તે પ્રવાહમાંજ ચાલવાને આપણને ધકેલવાના. પરન્તુ આ નીતિ શાસ્ત્રના વચનનો અર્થ જેવો 'હલ્લે હુરસાં' કરનારાઓ કરે છે, તેવો તેનો ખરો અર્થ અથવા આશય નથી. ભૂતકાળ અને ભવિષ્યકાળ તરફ આંખો મીચીને વર્ત્તમાન કાળના પ્રવાહમાં જો વહ્યાજ કરવાનું રાજનીતિ શાસ્ત્ર અથવા અર્થ શાસ્ત્રનું કહેવું હોય, અરે જો કોઇ પણ શાસ્ત્રનું કહેવું હોય તો, પુરૂષની ક્રિયાશક્તિ અને બુદ્ધિશક્તિ તે કેવળ નિરૂપયોગીજ કરે અને મનુષ્યનું કાંઇ કર્ત્તવ્યજ રહે નહિ; અને ધર્મશાસ્ત્ર, અર્થશાસ્ત્ર, કામશાસ્ત્ર અને મોક્ષશાસ્ત્ર એ બધાંય કેવળ નિરૂપયોગી થઇ

પડે. કોઇ કોઇને કાંઇ કહેવા સાભળવાનુ રહે નહિ અને ચેતન સૃષ્ટિ તે જડ સૃષ્ટિના જેવીજ થઇ પડે.

ઉપર ટાંકેલા નીતિ શાસ્ત્રના શ્લોકનો ખરો આશય તો એવો છે કે—જે ગઇ ગુજરી બાબત હોય તેનો શોક કરીને બેશી રહેવુ નહિ, અર્થાત્ સ્તબ્ધ બની જવું નહિ તેમજ ભવિષ્યમાં મને આમ મળે તો સારૂં અને તેમ મળે તો સારૂં, યા તો આમ થશે તો હું આમ હુકમ બજાવીશ અને આમ વૈભવ ભોગવીશ અને આમ કીર્ત્તિ મેળવીશ અને આમ ફતેહના ડંકા બજાવીશ: વગેરે શેખ ચલ્લીના જેવા મનોરથો કરવા નહિ પણ વિચક્ષણ એટલે ડાહ્યાં માણસની માફક આપણે આપણી જે વર્ત્તમાન એટલે હાલની દશા હોય તેનું સાવધાનતાથી અવલોકન કરવું, અને વર્ત્તમાન સમયની દશાને એવી રીતે ઘડવા કે એકંદરે આપણી ભવિષ્યની દશા તે ભુતકાળની દશા અને વર્ત્તમાન કાળની દશા કરતાં પણ વધારે સારી થાય, અને તેમ કદી બનવુ અશકય હોય તોપણ આપણી વર્ત્તમાન દશા કરતાં તો આપણું ભવિષ્ય બગડેજ નહિ એવો પરિણામ આવવો જોઇએ; તેમ છતાં કદી ભવિષ્ય બગડયા વિના રહે તેમ ન હોય તોપણ વર્ત્તમાન દશાને એવી તો ખુબીથી સંભાળી લેવી જોઇએ કે જેથી ભાવિમાં જેમ બને તેમ ઓછુંજ નુકશાન થાય. 'હૈયે હેરસાં' કરીને ભૂત ભવિષ્યના વિચાર વેગળે મુકીને વમળપર અને ખરાબાપર વર્ત્તમાન દશાના વહાણને પણ ઝુકાવવું એવો આશય ઉપર જણાવેલા નીતિશાસ્ત્રના વચનનો નથી.

આપણી પાછલી ભુલો અને તેમના માઠા પરિણામો તથા આપણી પાછલી કુશળતાઓ અને તેમના રૂડા પરિણામો ધ્યાનમાં લેઇને, તમજ આપણી પાછલી સ્થિતિ ધ્યાનમાં રાખીને, તથા આપણી

ભાવિનો અંદાજ તેમજ લક્ષ્ય ધ્યાનમાં રાખીને વર્ત્તમાન સમયની એટલે હાલની પ્રવૃત્તિ કરવી. એવી શીખામણજ આપવાનો આશય ઉપરના રાજનીતિ શાસ્ત્રના શ્લોકનો છે.

તેથી હાલની સ્થિતિનું સ્વરૂપ આપણને બરોબર તેના ચારે ખુટ સાથે સમજાય એટલે આપણને તેનો જેવો જોઇએ તેવો ખરેખરો ખ્યાલ આવે તેટલા માટે આપણે આપણી પાછલી ગઇ ગુજરી સ્થિતિનો પણ આપણા કામ પુરતો વિચાર સાવત્રપણે કરવોજ જોઇએ, તે હવે આપણે કરિયેઃ—

ભૂતકાળમાં હિંદની સ્થિતિ શી હતી? એ પ્રશ્ન હવે આપણી સામે સીધેસાધા ખડો થાય છે; અને તેનો જવાબ પણ આપણે આપણો પાછના ઇતિહાસ તપાસીને અને પરમેશ્વરને માથે રાખીને શરમાયા વિના તેમજ મિથ્યા અકડાઇ કર્યાવિના આપવો જોઇએ-એજ આપણી માણસાઈ ગણાય.

પ્રાચીન સમયમાં હિંદમાં અનેક રાજાઓ દેશના જૂદાજૂદા ભાગોમાં સ્વતંત્ર રાજ્ય કરતા હતા. જો કે પ્રાચીન કાળમાં હિંદમાં પ્રજાસત્તાક રાજ્ય નહોતું, તોપણ હિંદમાં હિંદવાસી રાજાઓનુંજ રાજ્ય હતું આ અર્થમાં હિંદને સ્વરાજ્ય મળેલું હતું હિંદના રાજાઓનાં પુરાણમાં વર્ણવેલાં ચરિત્રે જ્યારે આપણે વાંચીએ છીએ ત્યારે આપણે તેઓના રાજ્ય કારોબારોમાં આપણે જે પ્રજાસત્તાક રાજ્યોના કારોબાર હાલની પાશ્ચાત્ય પ્રજાઓના ઇતિહાસમાં જોઇએ છીએ તેના કરતાં કોઇપણ રીતે ન્યુન જોતા નથી બલ્કે તે આપણાં પ્રાચીન રાજસત્તાક રાજ્યો હાલનાં પ્રજાસત્તાક રાજ્યો કરતાં વધારે સુખસંપત્તિવાળાં હતાં એમ જણાય છે પ્રજાહિત શામાં છે, તે રાજાઓ જાણવાને બહુ કાળજી રાખી પ્રયત્નશીલ રહેતા, અને તે

હિવ જો પ્રજાને માટે ઉત્તમ જણાય તો તે પ્રજાહિતને તે રાજાઓ પોતાના સુખના ભોગ આપીને પણ સાધતા હતા. નાતિ ધર્મ સંબંધે પ્રજાને વધારે ચુસ્ત રાખવાના વલણવાળા શ્રી અયોધ્યાપતિ મહારાજાધિરાજ ભગવાન્ શ્રી રામચંદ્રજી, અધિકાર ન છતાં જે શમ્બુક નામનો શૂદ્ર પુત્ર ... તપસ્યા ઉંચે મસ્તકે રહીને કરતો હતો તેનો શિરચ્છેદ કરતાં પ્રજાના હિતાર્થે પાછા પડયા નહિ, આ વાર્તા શું જગજાહેર નથી ? એક નહિ પણ અનેક એવા દાખલાઓ આપણા પૌરાણિક તેમજ મેવાડ અને મહારાષ્ટ્રના ઇતિહાસમાં પણ મળી આવે છે. અર્થાત્ રાજ્ય પ્રકરણમાં હિંદે ઘણા યુગો લગી બહુ ઉચ્ચદશા ભોગવી છે. જાહોજલાલી અને આબાદીનો લ્હાવો હિંદે મનમાનતો લીધો છે

પરંતુ જાહોજલાલી અને આબાદી હરેક જણને તેમજ પ્રજાને પ્રમાદી અને આળસુ બનાવે છે. તેથી મનના ઉત્તમ ગુણો વૈભવ ભોગાદિકના ધરાવતા જાય છે. પરિણામે પડતી આવે છે તે જ નિયમ અને ક્રમ આપણે પૃથુરાજના સમયનાં અમલમાં આવેલો જોઇએ છીએ. શ્રી કૃષ્ણ ભગવાનને કાળયવન સામે ધણીવાર ટક્કર લઇ આખરે તે યવનનો નાશ કરાવ્યો તે આપણે પુરાણદ્વારા જાણીએ છીએ. પણ તે જ જાયની આપણે પૃથુરાજ ચૌહાણના સમયમાં જોતા નથી. મોજ શોખ અને કુસંપે પૃથુરાજના સમયમાં હિંદને પડતી દશાના આરંભમાં મૂક્યું હતું. તે ક્રમ આગળ વધતાં વધતાં આપણે આખા હિંદને મુસલમાન બાદશાહોની સત્તા નીચે પરાધીન દશામાં જોઇએ છીએ. મોજ શોખ કુસંપ અને પ્રમાદથી હિંદુઓની પડતી થઇ હતી તેજ પ્રમાણે મોજ શોખ અને કુસંપેજ મુસલમાન સત્તાને પણ જમીનદોસ્ત કરી. પાછો મેવાડમાં હિંદુ સૂર્ય કાળા વાદળમાંથી

એક વાર મુક્ત થઇ હિંદના આકાશમાં ઝળકારા મારવા લાગ્યો, અને હિંદુ વિરાટનું મસ્તક બ્રાહ્મણરાજ્ય ( પેશ્વાઇ ) એક વાર ઉન્નત થયું. પણ મોજશોખ, ફુટ અને આળસે હિંદના ભાગ્યોદયને ચિરસ્થાયી બનવા દીધો નહિ. દેશમાં અશાન્તિ અને બરબાદી ચારે તરફ ફેલાઇ ગઇ. આ સ્થિતિમાં હિંદે પોતાનાં ગૌરવનાં નિશાન જાગતી રાખવા પોતાથી બનતું કર્યું છે. તે એ છે કે હિન્દે હિન્દુત્વને ટકાવી રાખ્યું. અને વિદ્યા તથા કળાનો લોપ થવા દીધો નથી, તેમજ ધર્મને ધરમોળ જવા દીધો નથી. પરંતુ જો અશાન્તિ અને બરબાદીનો આ વખત લંબાયો હોત તો ધર્મ વિદ્યા અને કળાને પણ વધારે વધારે ઘસારો પહોચતાં હિંદુ જાતિની હયાતીને પણ ધોકો પહોંચત એમ આપણે અનુમાન કરી શકીએ એવી સામગ્રી ઇતિહાસ આપણી આગળ ધરે છે.

છેવટે કેવી દશામાં હિંદ હતું? પ્રજા પર એક સત્તા નહોતી. ગામ ધણી પરગણા ધણી, દેશપતિ અને લૂટારા, ફાંસીયા, પિંઢારા, ઠગો વગેરે અનેક તરફથી પ્રજાપર પજવણી ચાલ્યા કરતી. જાનમાલ અને ઇજ્જતની સલામતી એક ખુણે ભરાઇ પેઠી હતી. આપણા કેટલાક ભાઇઓ કહે છે કે અંગ્રેજોએ ઇતિહાસો પાછા ફેર ફરી બતાવ્યા છે. કદી એમ થયું હોય એમ તકરારની ખાતર ઘડીભર માનિયે તેથી તે ઇતિહાસો પરજ આધાર રાખીને આ લખ્યું નથી. બારોટોના રાસડાઓ, વંશપરંપરા ઉતરી આવેલી વાતો, લોકમાં ગવાતા રાસાઓ અને ઇતિહાસના નિર્વિવાદ ભાગો તે પણ આપણને ચોખ્ખે ચોખ્ખું જણાવે છે કે-" હિંદમાં અશાન્તિ, ભય, અને બરબાદી એક છેડાથી બીજા છેડાલગી નાચી રહ્યાં હતાં—એવો સમય આવ્યો હતો."

આ ગુજરાતની રાજધાનીના શહેર અમદાવાદનીજ આશરે પચાસ સાઠ વર્ષ ઉપર શી દશા હતી તેનોજ એક દાખલો વિચારીએ તો આપણા કેવી દશા હતી તેનો ચિતાર આબેહુબ આવ્યા વિના રહે તેમ નથી. સારસપુર, ગોમતીપુર વગેરે શહેરનાં પરામાંથી અમદાવાદ શહેરમાં આવતાં જતાં પણ લૂંટાવાનો ભય હતો. શહેરના છેવાડા ભાગોમાં તો ચોરી થયાજ કરતી. તેથી પણ પહેલાંના સમયમાં તો શહેરો ઉપર અને ગામડામાં કાળી ચીંથરીઓથી કરવામાં આવતી લુંટારાની અને ધાડપાડુઓની તથા બહારવટીઆઓની આગળીઓમાં વારંવાર ઉઘરાણાં કરી નાખ્યાં આપવા પડતાં હતાં. શહેરોની અને ગામોની સીમમાંજ ખુનો થતાં તો વેગળેની તો વાતજ શી? ગામાંતર કરવું એ તો હાલ દેશાન્તર કે ખંડાન્તરની મોટી મુસાફરીની સફર ઉઠાવી હોય તેના કરતાં પણ વધારે જોખમભરેલું ગણાતામાં આવતું. વળાવા અને હથિયારોનો બંદોબસ્ત એ ગાડીના ટાપામાં પણ કરવો પડતો. જોખમને ભીંતોમાં અને ભોંયમાં ભંડારવું પડતુ. એક વખત એવો પણ હતો કે રાજાઓ અને રાજ્યના નોકરોના નજરે ન ચઢવાનીજ ખાતર છતે પૈસે ચીંથરેહાલ દશામાં ધનવાનોને પણ રહેવું પડતું. આવી દશામાં વેપાર રોજગાર કરવો એ અશક્ય હતું. આવી દશામાં પૈસા એકઠા કરવા એ બનવું મુશ્કેલ હતું; અને કદી ભોગ જોગે એકઠા થયા તો તે સંભાળવાનું કામ તે જીવને જોખમે હતુ. આથી સર્વત્ર ગરીબાઈ ચકીને રહેલી જણાતી હતી. તેથી માણસની કિમત પણ ઘણી ઓછી અંકાતી હતી; તે સમયે સસ્તાઈના વખતમાં પણ માણસો ગુજરાન કરવું એટલું તો મુશ્કેલ પડતું કે પેટની ખાતરજ એટલે ખાધાપીધા અને વસ્ત્ર માટે માણસો નોકરી રહેવા તલસતા, છતા પણ તેમને કાંઈકજ

નોકર રાખનાર મળી જતો, ત્યારે તે નોકર પોતાનું ધન્યભાગ્ય સમજતો, અને તે રાખનાર ધણીની નિમકહલાલીથી સેવા બજાવતો. 'અન્નદાતા' એ શબ્દ જે દેશમાં મોટામા મોટો માનનાર શબ્દ તરીકે હયાતીમાં આવ્યો છે, તે દેશની એક વખતની દશાનો ચિતાર આપે છે.

## અંગ્રેજોનું આગમન

ઉપરજણાવેલી સ્થિતિમાં કોઇ પણ દેશની પ્રજા વધારે લાંબો કાળ પોતાની હયાતી સંભાળી શકતી નથી. તો પણ હિંદી પ્રજામાં અને તેમાં પણ વિશેષે કરીને હિંદુ પ્રજામાં એવું સબળ સમાજબંધારણ છે કે જેથી કરીને આપણી પ્રજા દુખના ડુંગરા નીચે દબાઇ ગયેલી હોવા છતાં પણ પોતાની હયાતી હજુ તગી જાળવી શકી છે. હિંદની હિંદુ પ્રજા અને તેના સહવાસમાં આવેલી બીજી જાતિયો આસ્તિક છે. ને પોતાનું સંકટ સહન કરવામાં ધૈર્યવાળી પ્રજા હોવાની સાથે પોતાના સંકટના નિવારણ માટે પરમાત્મા તરફજ પોતાની દૃષ્ટિ રાખનારી છે. પરમાત્માનેજ શરણે જનારી છે. આસ્તિક ભાવનાથી શરણે આવનારના સંકટને હરેક પ્રકારે દૂર કરવામાં પરમાત્મા પરમ કૃપાળુ છે તેમણે આસ્તિક ભાવવાળા હિન્દ પ્રત્યે કરુણા દૃષ્ટિ કરી. અશાન્તિ ભય અને ચિન્તામાંથી હિંદને મુકત કરવાને હિંદના પૂર્વ સત્ કર્મના યોગે કુદરતી રીતે છુટકારાનો સમય નજીક લાવી મુકયો.

હિંદની અશાન્ત અને ભય ચિંતાવાળી સ્થિતિનો તે વખતે ઉપાય કરવાને શરણાગતરક્ષક પરમાત્માએ પશ્ચિમદિશાના એટલાંટીક ખુણે આવેલા એક નાના સરખા ટાપુમાં વસનારી એક મુઠી ભર નાની સરખી પ્રજાને હિંદમાં ખેંચી આણી. એ પ્રજા એક નવી

ઉછરતી, સાહસિક, ખંતીલી, અને કાર્યસાધક નિપુણ પ્રજા છે. તે પ્રજાએ પોતાનાજ ખંડની બીજી હરીફ પ્રજાઓની સાથેની હરીફાઇમાં ફતેહ મેળવી હિંદમાં પોતાનો પગ દૃઢ રોપ્યો. તે પ્રજા તે અંગ્રેજ લોકો છે એ કહેવું પડે તેમ નથી.

અંગ્રેજ પ્રજા કાર્ય સાધવામાં નિપુણ છે, તે વાત આદિથી તે અત્યાર લગી તેની કારકીર્દીથી એની મેળે સાબીત થઇ ચુકયું છે; અને અત્યારે તો જેઓ અંગ્રેજ પ્રજાને વગોવવામાંજ પોતાનું હિત સમજી બેઠા છે તેઓ તો ઇંગ્રેજોની કાર્યદક્ષતા સાથે સ્વાર્થનિપુણતા અથવા સ્વાર્થપરાયણતાનુંજ કથન મુખ્યત્વે કરીને મોટા કોલાહલ સાથે મુકે છે. પરન્તુ આ સંસારમાં એ તો એક કહેવત સર્વમાન્ય તરીકે મનાય છે અને અનુભવવામાં આવે છે કે-“જેઓ સ્વાર્થનિપુણ હોય છે, તેઓજ પરોપકારનિપુણ પણ બની શકે છે” ઇંગ્રેજ પ્રજા સ્વાર્થનિપુણ છે એટલે કે તે પ્રજા પોતાનો સ્વાર્થ સાધવામાં હોંશિયાર છે. આ સંસારની રચનાજ એવી થએલી છે કે જેને પોતાને કાંઇ સ્વાર્થ સાધવો હોય તેણે બીજાને કાંઇ આપવું જોઇએ અથવા તો તે બીજાની કાંઇ સેવા બજાવવી જોઇએ; અથવા તો તે બીજાને મારીને લુટીને પોતાને જોઇતી વસ્તુ લેઇ લેઇને તેણે પોતાનો સ્વાર્થ સિદ્ધ કરવો જોઇએ. સ્વાર્થ સિદ્ધ કરવાના આ ત્રણજ રસ્તા છે. ચોથો રસ્તો નથી. ઇંગ્રેજી પ્રજાએ પોતાનો સ્વાર્થ સાધવાને હિંદને કાંઇક આપવાની અને હિંદની કાંઇ સેવા બજાવવાની નીતિ પહેલેથી અખતીઆર કરેલી છે. ઇંગ્રેજ પ્રજાએ હિંદને મારીને અથવા લુટીને પોતાનો સ્વાર્થ સાધવાની નીતિ પહેલેથી અખતિઆર કરી નથી અને તે કરશે પણ નહિ તેના કારણો ફકરતી છે તે વિષે પણ આપણે સહજ વિચાર કરતા જઇએ—

## અંગ્રેજોના અમલમાં થયેલા લાભો.

સહુથી પહેલી બાબત તો એ છે કે-ઇંગ્રેજ એક નવી ઉછરતી પ્રજા હતી અને થોડી સંખ્યાવાળી નાની સરખી પ્રજા હતી. તે એક પૂર્ણ રીતે પ્રબળ અને જામેલી મોટી સંખ્યાવાળી પ્રજા નહોતી. બીજી બાબત એ છે કે હિંદની પ્રજા જો કે જુદા જુદા રાજાઓ નીચે, જુદા જુદા ધાર્મિક અને સામાજિક વિભાગોમાં, તેમજ જુદાં જુદાં સંસ્થાનોમાં તથા દેશવિભાગોમાં વહેચાયલી હતી; તોપણ કાંઇ નહિ તે એક હિન્દુપણાનો મોટે ભાગે અભિમાન ધરાવનારી મહાપ્રજા હતી. તેથી ઇંગ્રેજ પ્રજા બળજેરીથી હિંદમાં પોતાનો સ્વાર્થ સાધી શકે એ તો કુદરતી રીતેજ એ વખતે અશક્ય હતું. તે વખતે ઇંગ્રેજ પ્રજાને બદલે જો કોઇ બીજી જામેલી પ્રબળ મહા પ્રજાએ હિંદમાં પોતાનો સ્વાર્થ સાધવાનો લાગ મેળવ્યો હોત તો હિંદની પ્રજાની હસ્તી હતી ન હતી થઇ જાત—એવી દશા હિંદની હતી. પણ પોતાની પ્રચીન વિદ્યાકળા તત્ત્વજ્ઞાન અને સંસ્કૃતિથી આખી દુનિયાની પ્રજાઓને પ્રકાશનો લાભ આપનાર દેવતાઇ ભારત ભૂમિની પ્રજાને શાન્તિ અને નિર્ભયતામાં સ્થાપવાનું કામ—એક નાની સરખી નવી બનતી પ્રજા—ઇંગ્રેજ પ્રજાનેજ હિન્દના પુણ્યપ્રતાપે સોંપાયું. તે કામ સ્વાર્થનિપુણ ઇંગ્રેજ પ્રજાએ એવી તો આશ્ચર્ય કારક રીતે બજાવ્યું કે એકવાર ભારત ભુમિની પ્રજાએ ખરા અંતઃકરણ પૂર્વક એ શબ્દો ઉચ્ચાર્યા કે—"આ તો રામરાજ્ય". કયસરેહિંદ મહારાણી વિકટોરીઆના સમયમાં હિંદી પ્રજાના ઉદ્‌ગારો ઇંગ્રેજી રાજ્ય માટે આવા હતા. એક વિદેશી રાજય પોતાની પ્રજાને મુખે આવા વખાણના ઉદ્‌ગારો કઢાવે એ તેની જેવી તેવી સ્વાર્થ પુણતા નથી! અને આવી સ્વાર્થનિપુણતાના પ્રમાણમાં ઇંગ્રેજ સરકારે હિંદને

કાંઇ ખરેખરી જોઇતી વસ્તુ આપી હોવી જોઇએ અથવા હિંદની કોઈ અસાધારણ સેવા બજાવી હોવી જોઇએ. અશાન્તિ અને અંધાધુંધીના સમયમાં શાન્તિ અને સારો બંદોબસ્ત ઇંગ્રેજી રાજ્યે હિંદને આપ્યા. હિંદ શાન્તિ અને સારા બંદોબસ્તને માટે અત્યંત તરસ્યું થયું હતું બલ્કે તરફડીયા મારતું હતું તે તેને મળ્યાં. જુલમ અને કુસંપકલહથી કંટાળેલા હિંદે તેથીજ ઇંગ્રેજ સરકારના રાજ્યને 'રામ રાજ્ય' એમ કહ્યું. હિંદને આગગાડી, તાર ટપાલ, ટેલીફોન, વગેરે સગવડ આપી હિંદની સેવા અંગ્રેજી રાજ્યે બજાવી છે; પુલો રસ્તાઓ વગેરે સુધારી હિંદની સેવા બજાવી; વિદ્યા કળાઓનાં ખાતાંવડે પણ જ્ઞાનની પ્રાચીન અનુપમ સંપત્તિના જન્મસ્થાનરૂપ હિંદને ઇંગ્રેજ સરકારે ખુશી કર્યું—મોહિત કર્યું. આ બધી સેવાઓમાં જો કે ઇંગ્રેજ સરકારની સ્વાર્થનિપુણતા હતી એમ માનો, તો પણ તેમની સ્વાર્થ સાધનામાં હિંદ ઉપર ઉપકાર થયો છે—એમ હિંદને પોતાને સમજાયું તેથીજ હિંદે ઇંગ્રેજી રાજ્યને 'રામરાજ્ય' એવું બિરૂદ આપ્યું. જો કે ઇંગ્રેજી રાજ્યે હિંદને કાંઇ કાંઈ આપ્યું હતું અને આપે છે, તથા હિંદની સેવા બજાવી હતી અને બજાવે છે—તેમાં ઇંગ્રેજી રાજ્યનો સ્વાર્થ તો રહેલોજ છે, તો પણ હિંદ પોતાને મળેલી શાન્તિ અને નિર્ભયતા માટે તથા ઇંગ્રેજ સરકારે બજાવેલી સેવાને માટે કૃતજ્ઞતાથી ઇંગ્રેજી રાજ્ય પર મોહ પામેલું છે. તે મોહમાં હવે ધીમે ધીમે કેટલાકને દોષબુદ્ધિ ઉપજી છે.

## પ્રજાને ધર્મબુદ્ધિની જરૂર.

આ જગતના સંબંધો માત્ર સ્વાર્થવીજ બંધાયલા છે, પણ તે સંબંધોથી એક પક્ષને વધારે લાભ કે ઓછો લાભ હોય છે. એ લાભના ઓછાપણાથી કે વધતાપણાથી એ સંબંધોમાં ક્ષોભ ઉપજે છે

અર્થાત્ દખલ થાય છે. જગતના સંબંધીઓમાં તેથી કરીને પોતપોતાના લાભ માટે હુંસાતુંસી થાય છે અને વાંધા ઉઠે છે, અને કોઈ વાર તેના પરિણામે મોટા વધરા ઉઠે છે. કોઇવાર તો મહાભારત જેવા, અમેરિકન સ્વતંત્રતા માટેના વિગ્રહ જેવા, અથવા જર્મન મહા યુદ્ધ જેવા પરિણામો થાય છે. ધર્મબુદ્ધિ સાત્ત્વિક હોવાથી જ્યાં લગી મનુષ્યો ધર્મનું અને ન્યાયનું સ્વરૂપ સમજનાર હોય છે ત્યાં લગી હુંસાતુંસી અને ખેંચતાણ કાંઇક મર્યાદામાં રહે છે, પણ બંને સંબંધીઓ અથવા એમાંથી એક સંબંધી જ્યાં ધર્મબુદ્ધિને છોડી દે છે ત્યાં તરતજ કલહનો ભડકો ઉઠે છે. તેના પરિણામો કેવા થાય છે તે આપણે ઇતિહાસનાં પાનાંઓમાં અને વ્યવહારમાં પ્રત્યક્ષ પણ જોઇએ છિયે.

સ્વાર્થ વિના આ જગતમાં કોઈ પણ કોઇનો ઉપકાર કરતું નથી એ નિયમ એક અચલ સિદ્ધાન્ત જેવો છે. તેના અપવાદરૂપ કોઇ અલૌકિક મહા પુરૂષો જગતમાં હશે. પણ આ વ્યવહારમાં ભાગ લેતાં સર્વ મનુષ્યો પરસ્પર સ્વાર્થ બંધનોથી બધાયલાં છે. તેમાં એ સ્વાર્થ ઉચ્ચ પ્રકારનો હોઇ શકે ખરો. પણ ઘણું કરીને સર્વ સ્વાર્થનાજ સગા અને સંબંધી તથા સ્નેહી અને મિત્ર છે. માતાપિતા અને સંતાનનો સંબંધ નિઃસ્વાર્થ જેવો છે, તો પણ જ્યાં તે સંબંધમાંથી ધર્મબુદ્ધિ દૂર થાય છે કે તરતજ સ્વાર્થનો અથવા તો માની લીધેલા સ્વાર્થનો ભભુકો એકદમ દેખાવ આપે છે, અને તે સંબંધ હતો નહતો થઇ જાય છે. બંને પક્ષને અથવા તો તે બંને પક્ષમાંથી ગમે તે એક પક્ષને તે સંબંધ તૂટવાથી ઘણી ખરીવાર તેની હાનિજ થાય છે. પણ કોઇકવાર એમ પણ બને છે કે બંને છુટા પડેલા પક્ષને કાંઇ લક્ષમાં લેવા જેવી હાનિ થતી નથી, અને કોઇકજ

વખત એમ બને છે કે—જાને વિખૂટા પડેલા મહોલ્લે એમનો પૂર્ણ સં-બંધ તૂટી વિખૂટા પડવાથી દેખીતો લાભ થાય છે.

હિન્દુસ્થાનના સંબંધમાં આવી ગતિ હોવાથી આપણી પણ હાલની દશા કેવી છે તેનો ચોતરફનો વિચાર, આપણા જેવીજ સ્થિતિમાં આવી પડેલી પ્રાચીન પ્રજાઓના તેમજ અર્વાચીન પ્રજાઓના ઇતિહાસનો વિચાર, અને આપણા ભવિષ્ય સંબંધી વિચાર કરવાનું કામ આપણી આગળ આવી પડ્યું છે. આપણી આગળ રજુ થએલા પ્રશ્નનો વિચાર આપણે રાજનીતિ તેમજ ધર્મબુદ્ધિથી કરવો જોઇએ. કેમકે ધર્મબુદ્ધિ વિનાની રાજનીતિ તે કેવળ રાજનીતિને વંધ્યા બનાવે છે એટલુંજ નહિ પણ કોઇવાર તે રાજનીતિનું ફળ પણ ઘણુંજ બુરૂં ઉત્પન્ન થાય છે.

### વર્તમાન દશા.

આપણે જે કાંઇ કરીએ છીએ અથવા કરવા માગીએ છીએ, તે આપણી હાલની દશા બદલવાને માટેજ. તે હાલની દશા આપણી કેવી છે, તેનો વિચાર આપણે ખાસ કરવાનો છે; તે નિર્મળ ધર્મબુદ્ધિથી એટલે રાગદ્વેષનો ત્યાગ કરીને કરવાનો છે, સત્તા, સંપત્તિ અને સન્માનની આપણી લાલસાઓને દૂર મૂકીને કરવાનો છે, આપણા અંગત જાનમાલ અને માનના અભિલાષો દૂર મૂકીને તથા તે સંબંધી ડરને દૂર મૂકીને કરવાનો છે. આ પ્રમાણે મગજ ચોક્કસ રાખી ભૂત ભવિષ્યનાં બંને ત્રાજવાં પર ધ્યાન રાખી મધ્યની દાંડી અને બંને તરફ ડોલતા કાંટા તરફ ધ્યાન રાખીને આપણા વિચારની તુલના કરવાની છે પવનના ઝપાટા ચાલતા હોય તો કાંટાને હીરા મોતી વગેરે જોખવાના કાંટાની પેઠે આપણે આપણા મનરૂપી કાંટાને પારદર્શક સ્ફટિકના કાચના ખોખામાં રાખીને તોલ કરવું જો-

ઇએ. કેમકે આપણે હાલની દશા બદલવી છે. દશા બદલાઇને વધારે સારી થાય તો આપણે કરેલો શ્રમ સફળ થયો ગણાય. પણ જો આપણી દશા હાલ કરતાં પણ નઠારી થાય તો આપણા શ્રમે આપણને વિપરીત ફળ આપ્યું ગણાય. 'લેને ગઇ પૂત અને ખોકે આઇ ખસમ' એવો ખેલ થાય !

આપણે આપણી પાછલી દશાનો લગભગ જોઇએ તેટલો વિચાર કરી ગયા છીએ. હવે આપણી હાલની સ્થિતિ જુઓ:—

આપણે આપણા દેશમાં સુખેરહીએ છીએ, રળીએ છીએ, આપણા જાનમાલ નિર્ભય છે, આપણો રળેલો પૈસો આપણે આપણા સુખ માટે વાપરી શકીએ છીએ, તથા આપણે આપણો ધર્મ જે આપણને જીંદગી કરતાં પણ પ્રિય છે તે સુખે પાળી શકિયે છીએ. તાર, આગગાડી, ટપાલ વગેરેની સગવડ ભોગવી શકીએ છીએ. કાયદાની હદમાં રહીને આપણે સરકાર સામે પણ ટીકા કરી શકીએ છીએ. અમલદારોની ખુશામત કોઇને કરવાની ફરજીયાત નથી. આપણે આપણી મરજી પ્રમાણે વિદ્યાકળા શીખી શકીએ છીએ. વ્યાપાર ઉદ્યોગ આપણા વધ્યા છે, અને વધતા જાય છે. મહેનતુ વર્ગના લોકો સારી પેઠે કમાતા થયા છે. ગાડી ઘોડા ટ્રામ વગેરેનો ઉપયોગ કરે એવી ગુંજાશવાળાઓની સંખ્યા વધતી જાય છે. નાટક, સીનેમા, ખેલ, તમાસાના શોખ ભોગવવા જેટલા પૈસા માણસો પાસે થયા છે. ચાહ, કાફી, સોડા, લેમોનેડ, મીઠાઇ ભજીયાં પૂરીના સ્વાદ લેવા જેટલાં નાણાંવાળા લોક ઘણા થયા છે, મોંઘવારી વધી છે તે પ્રમાણમાં લોકોની આવક પણ વધી છે. બીડી પીનારાઓની

સંખ્યા એટલી વધી છે કે બીડીનો પણ એક મોટો ધીકતો રોજગાર લેખાય છે. લોકો ગુજરાન ઉપરાંત મોજ શોખમાં વાપરવાને પણ પૈસા મેળવી શકે છે. દેશની વસ્તી પણ ઇંગ્રેજી રાજ્ય આવતાં પહેલાં હતી તેના કરતાં વધતી જાય છે. ( **પણ યુરોપનાં દેશોમાં જે પ્રમાણમાં વધે છે તે પ્રમાણમાં** હિંદમાં વસ્તી વધતી નથી, તોપણ વધે છે એ તો કબુલ કરવું પડે તેમ છે. ) પુસ્તકો, અખબારો, છાપખાનાં વગેરે જ્ઞાન પ્રસારનાં સાધનો પણ આગળ કરતાં વધારે વધ્યાં છે. શહેર સુધરાઈ અને ગામ સુધરાઇ પણ આગળ વધતી જાય છે.

ઉપરના લાભોની સામે આપણને મળતા ગેરલાભનો પણ વિચાર આપણે સાથે સાથે કરવો જોઇએ. અત્યાર સુધી આપણને ગોરાઓની બરોબર ગણવામાં આવતા નહોતા, રહેવાની બાબતમાં, જવા આવવાની બાબતમાં ન્યાયની બાબતમાં તથા હથિયાર વિગેરે રાખવાના હકની બાબતમાં આપણને, ગોરાઓની બરોબર ગણવામાં આવતા નહોતા, પણ ઉતરતા ગણવામાં આવતા હતા. પણ વસ્તુસ્થિતિ હાલ રિફોર્મ્સ અમલમાં આવ્યા પછી બદલાતી જાય છે. આપણા દેશની ખનીજ વગેરે સંપત્તિનો લાભ આપણને જોઇએ તેવો મળતો નથી; પરંતુ તેમાં કેટલેક અંશે આપણું આળસ્ય પણ જવાબદાર છે. વ્યાપાર તથા સરાફી તથા દલાલી તથા સરકારી નોકરી દ્વારા ઇંગ્રેજો આપણા દેશની દોલત ઘસડી જાય છે એવી વારંવાર ફરિયાદ સાંભળીયે છીયે, અને આપણા વ્યાપારો ઉપર અને ધંધાઓ ઉપર તેમજ હિંદ બહારનાં સંસ્થાનમાં જઈ વસવાના હક વગેરે ઉપર ઘણીજ નિયંત્રણાઓ અને દખલો છે.

એમ કહેવામાં આવે છે. વિદ્યાનો પ્રસાર જુજ એટલે નહિ જેવો છે. કળાનાં શિક્ષણો અંગ્રેજો અને યુરોપીઅનો પુરા દિલથી આપણા યુવકોને શિખવતા નથી, અને દિલ ચોરે છે. આપણા ધર્મમાં શિથિલતા આવે એવા સંજોગો ઉત્પન્ન કરીને લોકોને ધર્મથી ચલિત થવાને લલચાવનાર યોજનાઓ આ રાજ્યમાં થાય છે. એવા એવા આક્ષેપો રાજ્યબંધારણ સામે થાય છે. પરંતુ તે આક્ષેપો કરવામાં આપણે આપણી ભુલ અથવા દોષો જોતા નથી. આ સ્થળે તેનું વિશેષ વિવેચન કરવાનો પ્રસંગ નથી. પરંતુ એટલું તો કબુલ કરવું પડશે કે આપણા પ્રત્યે રાજ્યકર્તાઓના દૃષ્ટિકોણમાં ઇચ્છવા જોગ ફેરફાર થયો છે.

ઉપરં જણાવેલા લાભ તથા ગેરલાભવાળી આપણી હાલની દશા છે—એમ તટસ્થ રીતે જોતાં આપણને જણાય છે. આ દશાને બદલીને આપણે ભવિષ્યમાં આપણી દશામાં ફેરફાર કરવા માગીએ છીએ. પરંતુ આપણે જે ફેરફાર કરવો હોય તે સારા માટે હોય તોજ તે ફેરફાર કરવાનું ઇચ્છવા યોગ્ય છે. પણ જો તે ફેરફાર કરવાથી ખોટું થવાનોજ સંભવ હોય તો તેવો ફેરફાર કરવાને ઉઠાવેલી મહેનત તે હુલમાંથી નીકળીને ચૂલમાં પડવા બરોબર છે.

હાલની દશામાં જે સગવડો અને શાન્તિ સાથે સલામતી ભોગવીએ છીએ, તે ખુલ્લે ખુલ્લાં છે; અને જે ગેરલાભો આપણે વાસ્તવિક રીતે ભોગવીએ છીએ તે એટલા ખુલ્લા નથી કે જે દરેક હિંદવાસી સમજી એકદમ સમજી શકે. તેથી તે હિંદવાસી સમજી શકે તેવું શિક્ષણ અને તાલીમ આપવાને માટે કે એસે

( રાષ્ટ્રીય મહાસભાએ ) આટલાં વર્ષો લગી મહેનત કરી છે. તેથી દેશનો લખવા વાંચવા શીખેલો કેટલોક ભાગ આપણે જે ગેરલાભ ભોગવીએ છીએ તેનું ખરેખરૂં સ્વરૂપ સમજતો થયો છે. કોન્ગ્રેસે દેશને જાગ્રત કર્યો છે, તેટલે અંશે તેનું કાર્ય સફળ થયું છે. પણ કોન્ગ્રેસનું કાર્ય ખાસ કરીને એક દિશાનું હતું તેથી તે પ્રજામતને બંને તરફની દૃષ્ટિ આપવામાં સફળ નીવડેલું નથી. અમારૂં કહેવું એમ નથી કે—જેમની દૃષ્ટિ બંને તરફની ખુલેલી હોય એવા હિંદવાસીઓ કોન્ગ્રેસમાં નહોતા. તેવા નરો કોન્ગ્રેસમાં હતા ખરા. પણ કોન્ગ્રેસનો કાર્યક્રમજ આપણને મળતા ગેરલાભ અને ઇંગ્રેજી રાજ્યની ખામીઓ દર્શાવી તે સુધારવાનો હોવાથી પોતાનું કામ કરતી વખતે કોન્ગ્રેસને આપણને મળતા લાભ અને ઇંગ્રેજી રાજ્યની ખૂબીઓ સમજાવવાનું કામ કરવા જેટલો વખત નહોતો. તેથી કોન્ગ્રેસે કરેલા ત્રીસ વર્ષના શ્રમનું ફળ લખતાં વાંચતાં શીખેલા કેટલાક હિંદીઓ તો હાલની દશાના કેવળ ગેરલાભનાજ અભ્યાસી અને ઇંગ્રેજી રાજ્યની ખામીઓનાજ શોધક થઇ પડ્યા. તેમને અનુસરનારા પણ હિંદની બહોળી વસ્તીમાંથી મળી આવે તે તો સ્વભાવિકજ છે.

વળી ઇંગ્રેજી રાજ્યમાં જે સુખ અને સગવડો આપણે રોજ ભોગવતા થયા છીએ, તે સુખ અને સગવડોમાં આપણને તે રોજનાં થઈ પડવાથી કાંઇ નવું અથવા આકર્ષક કે મોહક જણાતું નથી. મિષ્ટાન્ન અને પરવળનું શાક પણ જો રોજ ખાવા મળે તો તેમાં કાંઈ વધારે સ્વાદ પડતો નથી. એટલુંજ નહિ પણ તે ખાવાનો આપણને અભાવ થાય છે. કહેવત છે કે સુખનાં વર્ષો એક પલની

માફક વીતી જાય છે, પણ દુઃખની એક ઘડી તે એક જુગ જેવી લાગે છે. તેજ પ્રમાણે ઇગ્રેજી રાજ્યમાં મળેલી શાન્તિ અને સલામતી વગેરે સુખો અને સગવડો ઉપર તો આપણો લક્ષ જતો નથી, પણ આપણને જે જે દુઃખો અને અગવડો છે તે તે દુઃખો અને અગવડો તથ તેના કારણરૂપ સરકારની ખામીએજ આપણી નજર આગળ તર્યા કરે છે. આમાં આપણી હિંદી પ્રજાનો દોષ નથી પણ પ્રાપ્તનો અભાવ અને અપ્રાપ્તની ઇચ્છા-એવો મનુષ્યનો સ્વભાવજ છે-અરે પ્રાણી માત્રનો સ્વભાવ છે. એજ સ્વભાવના ઉછાળાએ બીજા ખંડોની રજોગુણી અને તમો ગુણી પ્રજાઓને પોતાના મનુષ્યબંધુઓના રૂધિરની રેલો ચલાવવાને વારંવાર લલચાવી છે. પણ હિંદુસ્તાનની સાત્વિક પ્રજાનો સ્વભાવ ઘણે ભાગે સ્થિર છે- તેનામાં ચંચળતા અધિક નથી. તેથી કાંઇક ઘડે રહ્યું છે. તોપણ પ્રાપ્તનો અભાવ અને અપ્રાપ્તની ઇચ્છા-એ નિયમથી હિંદી પ્રજા બાતલ નથી. પરંતુ હિંદનો પરંપરાનો ઉપદેશ તો 'પ્રાપ્તનો અભાવ અને અપ્રાપ્તની ઇચ્છા'-એ મહામોહના મૂળથી બને તેટલા વેગળા રહેવાનો અને સારાસારવિવેકથી વર્ત્તવાનોજ છે.

પણ હિંદની પ્રજાના કેટલાક ભાગને ઇંગ્રેજોની અંદર રહેલી સ્વાર્થસાધકતાને વિષમરૂપ આપવામાં આવવાથી હિંદના પરંપરાના ઉપદેશમાંથી ચલાવી નાખે એવું શિક્ષણ આપવામાં આવે છે-એવા શિક્ષણની યોજના રચાય છે. તેનાંજ વિષમ ફળ હિંદી પ્રજા અને ઇંગ્રેજ સરકારની આગળ આવીને પડયાં છે, તે ફળ રાજાએ અને પ્રજાએ બન્નેએ થોડાં ઘણાં પણ ભોગવ્યા વિના છુટકો થવાનો નથી. આ લખનાર જયારે વિદ્યાર્થી અવસ્થામાં હતો ત્યારે

શિક્ષકો વિદ્યાર્થીઓનું ભાવિ જેમ સુધરે તેવો પ્રશંસનીય પ્રયત્ન કરતા અને તેઓ તે ધંધામાં એટલે શિક્ષકના ધંધામાં પાવરધા બનવાને હમેશાં ઉમંગથી યત્ન કરતા. અત્યારે જે કેળવણી અપાય છે તેની વસ્તુસ્થિતિમાં ફેરફાર નથી પણ પદ્ધતિસર કામ લેવાંમાં આવતું નથી, જેનું કારણ ફક્ત સારા સુશિક્ષિત શિક્ષકોનો અભાવજ ગણાય. છેડે પગારજ ગાંઠયો એટલેજ નોકરીની હદ આવી ગઈ.

હિંદની પ્રજાને જે કેળવણી કેટલાક આવા અર્ધદગ્ધ શિક્ષકો મારફત મળે છે, તે કેળવણીથી હિંદના હાલના યુવકોએ પોતાનું સાત્વિક ખમીર ગુમાવ્યું છે. એ કેળવણીથી હિંદની પ્રજા પશ્ચિમના સંસ્કારમાં લેવાઈ છે. પણ પશ્ચિમના સારા સસ્કારો તેનામાં ન આવતાં નઠારા સંસ્કારોજ ઉછરતી પ્રજામાં આવી બેઠા છે. સારી બાબતોની નકલ કરવી એ કઠણ છે, પણ નઠારી બાબતોની નકલ કરવી એ સહેલી છે–એ સામાન્ય નિયમ પ્રમાણે નવો કેળવાયલો કેટલોક સમુદાય તો એવો બની ગયો છે કે તેને આપણે ખરી રીતે ન કહી શકીએ હિંદી કે ન કહી શકીએ યુરોપિઅન. વેશ અને પહેરવેશની બાબતમાંજ નવી કેળવાયલી હિંદી પ્રજા બદલાઈ ગઇ છે, એટલુંજ નહિ પણ તેની ભાવના અને વિચારની પ્રકૃતિ પણ બદલાઇ ગઇ છે. એ નવી કેળવાયલી હિંદી પ્રજાના ઉદ્દેશ અને આવેશ વદન એવા તો વિકારને પામી ગયા છે કે તેના ખોળિયામાં કોઇ ભૂત પ્રેતનો વળગાડ પેઠો હોય એવી તેની હાલની દશા છે. એક કવિ લખે છે કે:—" We call our fathers fools, so wise we grow, our wiser sons no doubt will call us so."

હાલની દશા એવી છે કે જે દશામાં હિંદી પ્રજાને પોતાની વર્ત્તમાન દશા અને આગળ પાછળના સંજોગોનું ભાન રહ્યું નથી. આના જેવી બીજી કેવી શોચનીય દશા હોઈ શકે?

મુસલમાનો અને હિંદુઓ વગેરે નવી કેળવણીથી પોતપોતાના પોતને ગુમાવી બેઠા છે. તેઓને પોતાના ધર્મ અને સમાજ બંધારણને માટે ટેક અને મમત્વ હોવાને બદલે તેઓ ધર્મને તો પોતની મરજી પ્રમાણે આકાર આપવાનો ઘમંડ બતાવી રહ્યા છે, અને સમાજબંધારણ સામે તો બંડ ઉઠાવી બેઠા છે. તેઓ પોતાના પુસ્તકીઆ ભણતરમાં આખું ભૂમંડલ સમાયલું જાણે છે અને તેમની વિદ્યાર્થી અવસ્થામાં આખા વિશ્વનો અનુભવ સમાયલો છે; તથા તેમના કુતર્ક અને વાચાલપણામાં તેઓ સર્વ ધર્મશાસ્ત્ર સમાયલાં સમજે છે. તેમની પોતાની આ દશા છે, છતાં તેવાઓમાં જે વધારે છાતીબંડા અથવા ઉદ્ધત છે અને લોકને ઠગવાની બાબતમાં કુશળ છે, તેવાઓ હિંદની નાયકી લેઇને બેઠા છે. હિંદી પ્રજાનો મોટો ભાગ એટલે આશરે સૈકડે સતાણું ટકા જેટલો ભાગ તો સાધારણ વાંચી લખી પણ જાણતો નથી, અને જેઓ વાંચી લખી જાણે છે તેમનો સૈકડે સત્તાણુ ટકા જેટલો ભાગ દેશને લગતા તો શું પણ પોતાના પિંડને લગતા પ્રશ્નો સમજવા જેટલી શક્તિ ધરાવતો નથી. આવા લશ્કરના આગેવાનો પણ પોતાનું પોત ગુમાવી બેઠેલા કુતર્કી અને વાચાલ તથા વાનરશાહી નકલ કરનારાઓજ થઇ બેઠા છે. આંધળામાં કાણો રાજીઓ—એ કહેવત જેવી આપણી દશા હાલમાં થઇ પડેલી છે. જૈનો અને પારસીઓની સંખ્યા ઘણીજ નાની છે તે છતાં તેમની પણ ઉપર કહી ગયા તેવી મુસલમાનો અને હિંદુઓના જેવીજ સ્થિતિ બની ગઇ છે.

મનુષ્યો જેટલાં ધાર્મિક બાબતમાં શિથિલ થાય છે, તેટલાંજ વ્યવહારમાં પણ વિવેકહીન અને લોભ મોહમાં લીન થાયછે.

તેઓની આટલે અંશે પતિત દશા થાય છે એટલે તેમને કુતર્કી અને વાચાલ વંચકો ઠગી શકે છે. તેવા વંચકો એ લોભી લાલચુ મનુષ્યોને પોતાની મરજી પ્રમાણે નચાવી શકે છે. આ પ્રમાણે જેવા નાયકો તેવું લશ્કર એકઠું થતાં જે જે યોજનાઓ રચાય છે અને અમલમાં મૂકાય છે, તે તે યોજનાઓ કોઇ પણ પ્રકારે પ્રજાનું કે રાજ્યનું હિત કરી શકે તેવી હોતી નથી, પણ રાજ્ય અને રૈયતને કળિકાળની ઘાણી અથવા સેતાનના ચરખામાં પીલનારીજ હોય છે.

બ્રિટિશ રાજ્યમાં અનેક ખામીઓ હોય, તોપણ તેમાં મળતી શાન્તિ અને સલામતીનો જોટો બીજે કોઇ ઠેકાણે હિંદમાં તો આપણને મળી શકે તેમ નથી. કદી કોઇ દેશી રાજ્યમાં એવી શાન્તિ અને સલામતી હશે, તો પણ તે ઇંગ્રેજી શહેનશાહતની છાયાજ છે, એમ આગળ પાછળનો ઇતિહાસ જોતાં આપણે કબુલ કરવું પડશે, તેમજ એ શાન્તિ અને સલામતી ઇંગ્રેજી રાજ્યમાંની શાન્તિ અને સલામતી જેવી ટકાઉ અથવા સ્થાયી લોકની નજરમાં દેખાતી નથી એ પણ ઉઘાડુજ છે. અત્યારેજ આપણાં દેશી રાજ્યોમાંથી કંટાળેલા સારા સારા માણસો પોતાની ગોટી મોટી હવેલીઓ અને મહેલાતો છોડી છોડીને નામદાર બ્રિટિશ સરકારના રાજ્યમાં આવીને વસે છે. એ બ્રિટિશ રાજ્યની અંદરની શાન્તિ અને સલામતીની એક અસાધારણ સાબીતી છે. "વિવિધ પ્રકારની રાષ્ટ્રીય હિલચાલોને માટે પણ બ્રિટિશ રાજ્યમાંજ ક્ષેત્ર થયેલું છે અને દેશી રાજ્યોમાં તેવું ક્ષેત્ર તૈયાર થયેલું નથી." એમ રાષ્ટ્રીય હિલચાલના નાયકોને પોતાને મોઢેજ પોકારવું પડે છે એ બ્રિટીશ રાજ્યની શાન્તિ અને સલામતીની નેકીજ પોકરાય છે. એમ કબુલ કર્યા વિના ચાલે તેમ નથી. બ્રિટિશ રાજ્યની જોર

ભરી દેવાની જે બેડશી રાષ્ટ્રીય હિલચાલના ધમાલીઆઓ મારે છે તે પણ બ્રિટિશ રાજ્યની દયાયુક્ત ન્યાયપરાયણતાનું જાહેરનામું છે. આપણી હાલની દશાનું ખરું સ્વરૂપ તો આ છે. આપણી હાલની આ દશામાં ઘણી ખામીઓ અને ન્યૂનતા છે, તેમાં ઘણા સુધારા વધારાનો અવકાશ છે, એ વાતનો કોઇ ઇન્કાર કરી શકે તેમ નથી અને કોઇ તેવો ઇન્કાર કરતું પણ નથી. પરંતુ હાલ બીજાઓએ પહેરાવેલાં રંગીન ચસમાથી આપણે આપણી દશાને ઓર તરેહના રંગમાં રંગાયલી જોઇએ છીએ. એટલુંજ નહિ પણ એ ચસમાના કાચોની સપાટી પણ વિષમ હોવાથી આપણી હાલની દશા આપણને વિષમ આકારમાં પણ જણાય છે.

## હાલની દશાની પ્રાપ્તિ.

હવે આપણી હાલની દશા આ પ્રમાણે જુદાજ રંગમાં અને આકારમાં આપણને જણાય છે. તેની દ્દષ્ટિ આપણને કેવાં કારણોથી અને કેવી રીતે તથા કેવા ક્રમે કરીને પ્રાપ્ત થઇ, તેનો પણ વિચાર આપણે બને તેટલી ચોકસીથી કરવો જોઇએ:—

આપણે આગળ હિંદને ઇંગ્રેજી રાજ્યથી મળેલા લાભો તેમજ ગેરલાભો ગણાવી ગયા છીએ આપણને ગેરલાભોની સમજણ કોન્ગ્રેસે અને તેને અંગે થયેલી હિલચાલે પહેલ વહેલી પાડી, તો પણ તે ગેરલાભો વિષે હજુ કરોડો માણસ કાંઇ જાણતા નથી. અત્યારે જેઓ રાષ્ટ્રીય ધમાલમાં ઘણો આગળ પડતો ભાગ લેછે તેમાંના પણ ઘણા થોડા માણસો તે ગેરલાભોનાં સ્વરૂપ લક્ષણ અને કારણો તથા પરિણામ સમજી શકે છે. પણ આપણને બ્રિટિશ રાજ્ય

માં ઘણા ગેરલાભો છે એવી મોઘમ ધુનમાં જે તે 'જંએ જંગે' મચાવી રહ્યા છે. પણ તે ગેરલાભોની અસર પ્રજાને દુઃખઃ રૂપે જ્યાં લગી જણાતી નથી ત્યાં લગી તે ગેરલાભો અપ્રિય નહીં અને અસહ્ય નથી ત્યાં લગી તે જુલમ રૂપે ગણી શકાતા નથી. તે ગેરલાભો બ્રિટિશ રાજ્ય કારોબારની ખામી રૂપે ગણાય, પણ જુલમ-રૂપે ગણાય નહિ. ખામીઓ દૂર કરવાના રસ્તાઓ અને ઉપાયો જુદા હોય છે. અને જુલમ દૂર કરવાના રસ્તાઓ અને ઉપાયો પણ જૂદા હોય છે બ્રિટિશ રાજ્યકારોબારની ખામીઓ દૂર કરવાને લોકમત કેળવવાનું કામ કોન્ગ્રેસે કર્યું. ઘણાં વર્ષો લગી કર્યું. તેનું ફળ ઘણુંજ જુજ થયું, જે ફળ થયું તે ન થયા જેવું હતું. તેથી બ્રિટિશ રાજ્યની ખામીઓનોજ વિચાર લાંબો વખત કરવામાં આવ્યાથી, જેઓએ તે તે વિચાર વધારે પ્રમાણમાં કરેલો તેઓને બ્રિટિશ રાજ્યની તે ખામીઓ ખામીઓને રૂપે જણાતી હતી, તે તેના સંતત વિચારથી અને તે ખામીઓ દૂર કરવાને કરેલા પ્રયત્નનું ફળ ન થવાથી દગ્ધ થયેલા અંતઃકરણને જુલમને રૂપે જણાવા લાગી. આથી રાષ્ટ્રીય વિષયોમાં જાણપણાનો દાવો કરનારાં કેટલાંક પાત્રોને રાજસત્તામય ઉગ્રતાએ ઘેરી લીધાં. તેઓએ તે ખામીઓને જુલમરૂપેજ પ્રજા આગળ વર્ણવી. લોક સમુદાયનો લગભગ સઘળો ભાગ અભણ અથવા જેવું તેવું ભણેલો હોવાથી વિગતવાર તે ખામીઓનું સ્વરૂપ સમજવાને અશક્ત હોવાથી બાધેભારે સરકારનો જુલમ છે-એમ સમજનાર કેટલાક સાથીઓ પણ તે જુલમનો પોકાર ઉઠાવનારાઓને મળી આવ્યા. છાપાંઓએ પણ ઘરાકી વધારવાના લોભે કડક રીતે રાજ્ય કારોબાર પર ટીકાઓ કરવાનું ચાલુ કર્યું. લોકોના આગેવાનોને તો ભાષણો કરી લોકોને ભિરદાવવાનુંજ હતું. પણ સરકારના નોકરોને તો અમલ

કરવાનો હતો, સરકારને પણ નોકરોને હાથે કામ લેવાનું હતું; અને સંખ્યાબંધ નોકરોમાં વિવિધ પ્રકૃતિના માણસોથી કામ લેવાનું હતું. તેથી નોકરોના સ્વભાવને લીધે, અથવા ગિન આવડતને લીધે, અથવા અનુભવની ખામીને લીધે, અથવા અપ્રમાણિકતા કે બદદાનતને લીધે, અથવા દૈવયોગને લીધે, અથવા ગેરસમજને લીધે કોઇ કોઇ નહિ કરવાનાં કાર્ય તો થઇ જાય. તે બધાનો અપયશ સરકારને માંથે નાખવાનું કામ તો જે કોઇ કરવા માગે તેને મટે સહેલુંજ છે. આ પ્રમાણે ઈંગ્રેજ સરકારની લોકમાં અપ્રિયતાનાં બીજ રોપાયા પછી તેનો ફાલ તૈયાર થવાનાં કારણો પણ મળવાં મુસ્કેલ નથી. કાયદા કાનૂનથી કામ કરનાર બ્રિટિશ રાજ્યના બંધારણને લીધે તેની અંદરની ખામીઓનો ઇલાજ એકદમ થઇ શકે નહિ; અને ઉપરીઓની પરમ્પરાના ખુલાસાઓની રાહ જોવામાં વખત વીતે અને વિલંબ લાગે. તેથી ખામીઓ સંબંધી ઉભરાટો તો ચાલુને ચાલુજ રહે બ્રિટિશ રાજ્ય જ્યારે નવું નવું હતું ત્યારે તેનામાં હાલના જેટલી સુવ્યવસ્થા નહોતી, તોપણ તેના ઉપર લોકોને મોહ હતો. બ્રિટિશ રાજ્ય હવે જુનું જુનું થતું જાય છે. લોકો અને રાજ્ય વચ્ચે પરિચય વધવા ગયો, અને—

## श्लोक.

अतिपरिचयादवज्ञा संततगमनादनादरो भवति ।
मलयेभिल्लपुरन्ध्री चन्दनतरुकाष्ठमिन्धनं कुरुते ॥

અર્થાત્ અતિપરિચય થતાં અવજ્ઞા થાય છે અને વારંવાર પાસે જવા આવવાથી અનાદર થાય છે; મલયાચલ પર્વતમાં ચંદનનાં ઝાડ ઘણાં થતાં હોવાથી અને રોજ નજરે ચઢતાં હોવાથી તે પર્વતમાં વસનારી ભીલડીઓ પણ ચન્દનના કાષ્ટનું બળતણ બનાવે છે. એ શ્લોક પ્રમાણે રંગમાં જામવા લાગ્યો છે જે શાન્તિ અને સલામતી એકવાર હિંદને દેવતાને દુર્લભ હતી તે શાન્તિ અને સલામતીરૂપ મનોહર વાસ બ્રિટિશ રાજ્યરૂપી ચંદનવૃક્ષ નિરન્તર આપ્યા કરે છે, તેનો પણ રોજનો પરિચય થતાં આજ ભીલડી જેવાં જંગલી મનુષ્યો કે જેમને રાષ્ટ્ર અને રાષ્ટ્રીયતાનું કાંઇ લેશ પણ ભાન નથી એવાં મનુષ્યો અને નવલોહિયાં છોકરાં પણ બ્રિટિશ રાજ્યને "રાવણી રાજ્ય" કહેવાના નાદ ઉપર આવી ગયાં છે! એ ચંદન વૃક્ષનો જો દોષ જોઇએ તો એટલોજ કે કોઇ કોઇ નઠારા જુલમી નોકરોરૂપી સર્પ તેને વીંટાઇને અથવા તેનો આશ્રય કરીને રહેલા હોય છે. પણ વૃક્ષ અને સર્પનો સંબંધ જેમ બનવો સંભવે છે, તેમ રાજ્ય અને નઠારા અમલદારોનો પણ સંબંધ સંભવે છે. પણ તેથી ચંદનવૃક્ષની ચંદનજાતિ સુગંધ અને શીતળતા વગેરે નાશ પામી જતાં નથી. તેજ પ્રમાણે ખરાબ નોકરશાહી હોવા છતાં પણ બ્રિટિશ અમલમાં જે શાન્તિ અને સલામતી છે તે નાબુદ થતી નથી. પણ તે શાન્તિ અને સલામતી રોજની થઇ પડવાથી તેની હવે ટૂંકી નજરે જોનાર હિંદીઓને કાંઇ કિંમત જણાતી નથી. પરન્તુ સારે ભાગ્યે એવા ટૂંકી નજરના હિંદીઓ ઘણો કોલાહલ કરનાર છે, તે છતાં ઘણી સંખ્યામાં તેઓ નથી. તેથી હિંદી પ્રજા, એવા ટૂંકી નજરના માણસોનો મોટો કોલાહલ થવા છતાં પણ બ્રિટિશ રાજ્ય પ્રત્યે અનાદરવાળી નથી. પોતાનાં નામ કરવાના અભખરાવાળા અને તેઓના સાથી અથવા

અનુયાયી હોવામાં એક પ્રકારનું માન સમજનારાઓ બ્રિટિશ રાજ્યની નાની મોટી ખામીઓ અને છિદ્રો શોધીને બતાવે છે. તે છતાં પ્રજા બ્રિટિશ રાજ્ય ઉપરથી પોતાનો વિશ્વાસ ઉઠાવતી નથી, અને ઉઠાવનાર પણ નથી.

જુઓ—આગેવાનો તરીકે આગળ મેદાનમાં પડેલાં મનુષ્યો કહે છે કે આ બ્રિટિશ રાજ્ય "રાવણ રાજ્ય" છે, તે છતાં હિંદી પ્રજા હિંદમાંથી ઉચાળા ભરી બીજી કોઇ સલ્તનત કે બીજા કોઇ દેશી રાજ્યમાં રહેવા જતી નથી.—એટલુંજ નહિ પણ બીજાં દેશી રાજ્યોને છોડીને પોતાનું સર્વસ્વ લેઇને આ બ્રિટિશ રાજ્યમાં આવીને અનેક આસામીઓ વસે છે. પ્રજાની આગળ પડેલા મહીં પોકારી રહ્યા છે કે બ્રિટિશ રાજ્યની પ્રામાણિકતાનો અને ચોખ્ખી નૈયતનો નાશ થઈ ગયો છે, કે તે છતાં પ્રજા બ્રિટિશ સરકારે કાઢેલી કરોડો રૂપૈયાની લોનો, પ્રોમિસરી નોટો અને કરન્સી (ચલણી) નોટો વગેરેનો સ્વીકાર કરે છે. પ્રજાના નાયકોનો વેશ સજીને આવેલા અગવાઓ ઉંચા થઇ થઇને કહે છે કે અંગ્રેજી રાજ્યને બિલકુલ આબરૂ નથી; તે છતાં પણ સારાં સારાં માણસો બ્રિટિશ રાજ્યે આપેલી પદવીઓ, ઇલકાબો અને ચાંદોને સ્વીકારવામાં ગેરઆબરૂ સમજતાં નથી, પરંતુ ઉલટું માન સમજે છે. અગ્રેસરો તરીકે બહાર પડેલ બહાદુર નરો બાહુ ઠોકીને કહે છે કે સરકારે પોતાની સાખ ખોઇ છે; તો પણ પ્રજા સરકારની જામીનગિરીવાળી નાણાં સંબંધી સંસ્થાઓને વિશ્વાસપૂર્વક નાણાં ધીરે છે, અને તે સંસ્થાઓની સાખને સધ્ધર ગણે છે. પ્રજાનું કલ્યાણ કરવાને કમર કસીને નીકળેલા કારીગરો સરકારની ઇન્સાફની અદાલતોને મોઢામોઢ કહે છે કે

બ્રિટીશ રાજ્યનો ન્યાય તો પાતાળે પેઠો છે, સરકાર કેવળ અન્યાયી છે; તે છતાં સરકારની દિવાની અને ફોજદારી કચેરીઓમાં કામ કરવાનું વકીલોએ છોડી દીધું નથી, તેમજ પ્રજા પણ ન્યાય લેવાને સરકારી ન્યાયાધીશોનું ન્યાય મેળવવા શરણુ લેછે.

એ સઘળુ શું બતાવે છે ? એજ કે સરકારે પ્રજાને આપેલી શાન્તિ અને સલામતીના લાભો તથા અનેક પ્રકારની સગવડો કરી આપીને બજાવેલી સેવાની છાપ પ્રજાના અંતઃકરણમાં હજુ જેવીને તેવી કાયમ છે. સરકારને આટલી બધી વગોવનારાઓએ વગોવ્યા છતાં પણ હિંદી પ્રજા સરકારની સત્તાની મહત્તાનું ખરૂં સ્વરૂપ પોતાના મનમાં સમજે છે. સરકારની સઘળી ખામીઓ છતાં પણ સરકાર પોતાની રાજ્યકર્ત્તા તરીકેની પવિત્ર ફરજ એકંદર બજાવ્યા કરે છે એ બાબતની છાપ પ્રજાના હૃદયપર ઉપરથી જરીક પણ ઝાંખી થઇ નથી. નાયકો એમ સમજે છે કે –" અમે સમજીએ છીએ તેટલું પ્રજા સમજતી નથી " પણ જેટલું પ્રજા સમજે છે તેટલું નાયકો પણ સમજતા નથી. કેમકે જેટલું દરદી પોતાના શરીર અંદરનું સુખદુઃખ સમજી શકે છે તેટલું તો વૈદ્ય સમજી શકે નહિજ. વૈદ્યને તો એ પરપ્રતીતી બાબત છે, અને દરદીને તો આપવીતી છે. વૈદ્ય અનુમાનપર ચાલે છે દરદીને તો સ્વાનુભવ છે; અને તેજ પ્રમાણે દરદીની સર્વ ચેષ્ટા હોય છે. પ્રજાના હાલના વર્તન ઉપરથી તેના હૃદયપર સરકાર માટેની જે છાપ છે તે કળી શકાય છે.

## કહેવાતા નાયકો શું કહે છે ?

ત્યારે શું જે નાયકો કહે છે તે ખોટું છે ? એ પ્રશ્ન આપણી

આગળ કુદરતી રીતે ખડો થાય છે. આ પ્રશ્નની મીમાંસામાંજ સઘળો ભેદ રહેલો છે. બ્રિટિશ રાજ્યના કારોબારમાં ખામીઓ છે અને તેથી આપણને ગેરફાયદા ભોગવવા પણ પડે છે-મનુષ્યના કારોબારથી ચાલતી દરેકે દરેક સંસ્થામાં ખામી તો હોયજ. પરમાત્મા શિવાય બીજું કોઇ ખામી વગરનું નથી. એ વાતનો તો અમે પ્રથમ સ્વીકાર કરી ગયા છીએ. તેટલેજ અંશે જો નાયકો કહેતા હોય તો નાયકોનું કહેવું ખોટું ના કહેવાય.

પણ સદરહુ ખામીઓ અને ગેર ફાયદા છે, તેટલા પાયા ઉપર આવી માથાભારે ઇમારતનું બાંધકામ જે નાયકો લેઇ બેઠા છે, તે નાયકો અને તેમની પાછળ ચાલનારાઓ—એ માથાભારે ઇમારત પડવાથી તેની નીચે ચગદાઇ મરવાના જોખમમાં છે, એમ આપણે કહીએ તો આપણે તેમના સાચા દેશી ભાઇઓ તરીકે તેઓ પ્રત્યેનો આપણો ધર્મ બજાવીએ છીએ.

કોન્ગ્રેસના આરંભના સમયથી જેમને રાષ્ટ્રીય વિષયનો ખાસ અભ્યાસની ખાતર અભ્યાસ કર્યો છે, તે નાયકો તો ઇંગ્રેજી રાજ્યકારભારમાં જે ખામીઓ છે તે કેવા પ્રકારની છે અને તે ખામીઓથી આપણે જે ગેરફાયદા ભોગવવા પડે છે, તે પણ કેવા પ્રકારના છે તે બરોબર સમજે છે. તે ખામીઓ અને ગેરફાયદા એવા મોટા મુદ્દાના નથી કે જેને લીધે આપણે બ્રિટિશ રાજ્યમાં મળતા લાભોને પણ ઉરાડી દેઇએ. તે ખામીઓ અને ગેરફાયદા દૂર કરવાને આપણે કોઇ પણ પ્રયત્ન નજ કરવો એવું તો કોઇ કહેતું નથી. પ્રયત્ન તો કરવોજ. પણ તે પ્રયત્ન ધૈર્યપૂર્વક આસ્તે આસ્તે કરવો કે જેથી—"બહુ ઝાઝું મળવાને બદલે ખોળે હતું તે ખોયું:" તેના

જેવી દશા ન થાય. તેમાં વળી કેટલીક ખામીઓ તથા ગેરફાયદા તો એવા છે કે જે આપણી ગફલતી અને બેદરકારીને લીધેજ હયાતી ધરાવે છે, અથવા તો આપણા લોકોમાં ઉદ્યોગ અને વ્યાપાર સંબંધી સાહસ ખેડવાની હિમત ઘણી ઓછી છે તેથીજ હયાતી ધરાવે છે, અથવા આપણા વ્યાપારીઓ વ્યાપારનાં સાટાં કરતી વખતે એકસંપ કરીને એવી શરતો નથી કરતા કે જેથી માલની લેવડ દેવડમાં કિમત લેતી આપતી વખતે તેના ઉપર વટાવ હુંડીયાંમણુની અસર થાયજ નહિ, તેથીજ ખામીઓ અને ગેરફાયદા હયાતી ધરાવે છે. ખાણો ઉઘાડવાના ઉદ્યોગનો દાખલો લ્યો:—આપણા લોકોમાં શ્રીયુત બોસ જેવા અસાધારણ રસાયણ શાસ્ત્રીઓ અને વિજ્ઞાન કુશળ મનુષ્યો પાકે છે, એ વાત ખરી. પણ આપણા લોકોમાં રસાયણ શાસ્ત્ર અને યંત્ર શાસ્ત્રનો અભ્યાસ તથા કળા વિજ્ઞાનનો અભ્યાસ કરવાનો પ્રચાર પશ્ચિમના દેશો જેટલો થયો નથી. તેથી આપણે આપણી ખનીજ સંપત્તિનો લાભ લેઇ શકતા નથી. તેમજ તેવો લાભ લેવામાં જે કાંઇ અડચણો નડતી હોય તે દૂર કરાવવાને પગલાં ભરવાનું પણ આપણને સુજતું નથી. આપણા દેશમાં અનાજ પાકતું છતાં આપણા ખેડુતો અને વ્યાપારીઓ મળી એવો એકસંપ કરતા નથી કે આપણા દેશમાં મોંઘવારી થાયજ નહિ. જેમ ઇંગ્રેજો અને બીજા યુરોપિયનો એક બીજાની મદદ અને પક્ષ કરે છે, તેમ વ્યાપાર રોજગારમાં આપણે એક બીજાની મદદ અને પક્ષમાં રહેતા નથી. વળી અમુક નંબર ઉપરાંતનું સુતર તો આપણા દેશમાં અને આપણા દેશમાં પાકેલા રૂનું અહીંની આબોહવાને લીધે કાંતી શકાતુંજ નથી—તેનો ઉપાય કરવા કળા વિજ્ઞાન શાસ્ત્રમાં આપણે પ્રયાસ કરતા નથી. અને રૂનો પાક સારો અને લાંબા તાર વાળો થાય તેની કાંઇ

પણ કોશીસ કરતા નથી. ખેતીના ધંધાને આપણે અમેરિકનોની પેઠે ઉચ્ચ ધંધો ગણી તેમાં તન મન ધન હોમતા નથી. વ્યાપારી સાહસોમાં જોખમથી ડરી આપણે પૈસાની તંગી પાડી આપણા ઉદ્યોગોને ઉછરતી દશામાં મારી નાંખીએ છીએ. અને પારકે પૈસે પરમાનંદ કરવાની લાલસાથી ગરીબ બિચારી રાંકડી પ્રજાનું ધન હરી લેવામાં આવે છે, આ વાત નવી કંપનીઓનો રાફડો ફાટયો ત્યારે પુરવાર થઈ ચુકી છે અને દેશના કેટલા અબજનાં ધન ઉપર પાણી ફરી વળ્યું તે અજાણ્યું નથી. આપણે ગરીબાઇથી ડરીએ છીએ, અને પૈસાને પૂજ્યા કરીએ છીએ. આપણા મજૂર અને કારીગર વર્ગને થોડી મહેનતે ઘણું કમાવું છે; પરંતુ થાપણવાળા અને પોતાને કામે લગાડનારાઓને મળતા સારા લાભનો દ્વેષ કરવો છે અને તેમાં નાયકોને પોતાનું બળ વધારવાનીજ ખાતર ઘી હોમવું છે; "Sense of duty" કર્તવ્યની કાળજીનો કેટલો અભાવ છે–તે શું આપણે જાણતા નથી? આવાં લક્ષણો છતાં વિદેશનાં હુનરકળા સાથે હરીફાઇ કરવી છે. યોગ્ય ઉમર લગી બ્રહ્મચર્ય પાળવું નથી, શરીરને કસરતવડે નિયમિત રીતે કેળવવું નથી, અને જીભડીને સ્વાદવશ થઇ કબજે રાખવી નથી,–અને કહેવું છે કે–આ સરકારના રાજ્યમાં બીજા ખંડોના જેટલા પ્રમાણમાં અમારી વસ્તી વધી નથી, અને અમારામાં મરણનું પ્રમાણ ઘણું છે, અને આરોગ્યનું પ્રમાણ બહુ ઓછું છે. સર્વ સંયમનું મૂળ જે ધર્મ છે, તેને તો વહેમનો ભંડાર કહી તેનો વિનાશ કરવો છે, સર્વેને ધન મેળવવાનો હક છે–એ વાત ખરી પણ કુપાત્રોને પૈસા વધારે અપાવી તેનો દુરુપયોગ કરાવી ગરીબના બેલી વરીકે પૂજાવું છે–અને કહેવું છે કે

સરકારના રાજ્યમાં લોકોમાં દારૂનું વ્યસન બહુ વધ્યું છે તેને માટે સરકારજ જવાબદાર છે.

આજ પ્રમાણે આપણે જે ગેરફાયદા ભોગવીએ છીએ તે દરેકના સંબંધમાં આપણે આપણા મન સાથે વિચાર કરીને આપણીજ જે ખામીઓ છે તે દૂર કરવાને સાચા દિલથી પ્રયત્ન નહિ કરિયે; અને કુસંપ તથા વાણીના રોગમાં વધતા જઇશું, તો આપણી હિંદી પ્રજા જેવી જંગાવર સંખ્યાવાળી પ્રજાની ઉન્નતિ થવી અશક્ય છે.

એ વાત તકરારની ખાતર માન્ય કરીએ છિયે, કે કેટલાક ગેરફાયદા જે આપણે સહન કરવા પડે છે, તે ઇંગ્રેજ સરકારના સ્વાર્થને માટે આપણે સહન કરવા પડે છે. પણ તે થોડા છે; અને એટલો સ્વાથ પણ જો સરકારનો ન હતો હોય તો આટલી મોટી પ્રજાના ઉપર રાજ્ય કરવાની અપાર ચિન્તા અને કડાકૂટમાં તે ઉતરેજ શું કરવા? મજૂરી લીધા વિના મજૂર પણ મજૂરી કરતો નથી, નિકટનાં સગાં તે પણ પરસ્પર બજાવેલી સેવાનો બદલો લેવાની આશા રાખે છે. વળી કોઇ બાબતમાં વધારે સારૂં કામ થયું હોય છે તો ઇનામની અને કાંઇ નહિ તો સાબાશીની પણ ઇચ્છા રાખે છે. આ પ્રમાણે એક ગામચોકી કરનાર ચોકિયાટ પણ પોતે બજાવેલી સેવાના બદલાની આશા રાખે છે. અરે! આપણે એટલે બેસી ઘરની ચોકી કરનાર કૂતરૂં પણ કકડા રોટલાની આશા રાખે છે. સંસાર આખો સ્વાર્થનો બંધાયલો છે. તેમાં જો રાજા પણ રૈયતની પાસેથી પોતાનો સ્વાર્થ સાધવા ઇચ્છા રાખે તો તેમાં કાંઇપણ નવાઇ જેવું નથી. એ તો આ સંસારનો નિયમજ છે. પછી તે સ્વાર્થ વધારે હોય કે

ઓછો હોય અથવા વ્યાજખી હોય કે ગેરવ્યાજબી એ એક જુદો સવાલ છે; અને તે સવાલનો નિર્ણય બંને પક્ષની હકીકતના ગુણદોષ ઉપર આધાર રાખે છે. પરંતુ એ સવાલના નિર્ણયનો પ્રયત્ન ખામોશ અને માણુસાઈથી કરવાને બદલે ધુન કુતર્ક અને અતિશયોક્તિ કરવામાં આવે તો તેથી કેવો પરિણામ આવે તેનો કાંઇક વિચાર રાખવો જોઇયે. તમારી મિલકત જાળવવામે માટે તમે એકાદ પટાવાળો ને રાખ્યો હોય તેને તેની નોકરીનો બદલો આપવામાં અથવા તેની સાથે સલુકાઈ ભરેલી વર્તણુક રાખવામાં તમે તકરાર કરો તો તેનો શો પરિણામ આવે તે તમે જાણો છો, અને ત્યાં તમે તમારો સ્વાર્થ સમજો છો. પણ તમે એક પ્રજા તરીકે સંબંધવાળા હોવાથી મોટા સમુદાયની હુંફે વ્યવહારૂ ડહાપણ વાપરવાને બદલે અયોગ્ય ધમાલ કરવાની સલાહ માનો મનાવો તો તે કોઇપણ પ્રકારે શ્રેયસ્કર નિવડશે નહિ.

વળી બ્રિટિશ રાજ્યમાં ખામીઓ છે અને તેથી આપણને ઘણા ગેરફાયદા વેઠવા પડે છે– એ વાત ખરી હોય, તોપણ તે ખામીઓ દૂર કરવાને માટે ઉગ્ર ધમપછાડ કરવાને બદલે માણુસાઇ ભરેલી હિલચાલો કરીએ તો તેથી કાંઇ આપણું બગડી જાય તેમ નથી, તેમજ આપણું પદ કાંઇ ખશી જાય તેમ નથી. જેઓ ધીર પુરૂષો હોય છે તેઓ પોતાની અડચણો અને હરકતોને ધીરતાથી દૂર કરવાને પ્રયત્ન કરે છે. જેઓ બાવરા હોય છે તેઓજ ધમાલ ધાંધલ અને ઉતાવળમાં સિદ્ધિ માને છે. સાધન સંબંધ લાભ હાનિનું સ્વરૂપ અને આપણા લક્ષ્યને ધ્યાનમાં રાખીનેજ હરેક પ્રવૃત્તિ કરવી. જગતમાં હરેક વિચારના માણસો હોય છે. તેમનું એક ટોળું બાંધવા

કોઇ માગે તો તેપણ બંધાય; અને તે ટોળું બીજા ઘણાઓને પોતાના પક્ષમાં વાળવા માગે તો તે પણ પ્રયત્ન વડે સિદ્ધ થાય. તેમાં પણ આપણી હિંદી પ્રજા જેવી બહોળી અને ચાર આંખ્યોની શરમમાં લેવાય એવી પ્રજામાં આવું કામ કરવું સહેલું છે. તેથીજ પ્રતિનિધિયોની પસંદગીના પ્રયોગોમાં આપણા લોકો ઓડનું ચોડ વેતરે છે, અને આપણી ચૂંટણીનો હક વાપરવાનો અયોગ્ય ન બનાવે છે

આવી પ્રજામાં દેશહિતને નામે એકાદ મોટું ટોળું ભેગું કરવુ અને માતૃભૂમિની આણ દેઇ પ્રજા સમુદાયનાં મોટાં બંધ કરવાં એ એક ઘણું સહેલું કામ છે. પણ તેથી આખા દેશની અમુક બાબતમાં સમગ્ર પ્રજા અથવા તો પ્રજાનો મોટો ભાગ એકમત છે એમ જણાવી પ્રજા સમગ્રને નામે કોઇ પણ પ્રકારની જોખમ ભરેલી પ્રવૃત્તિ કરવી એ કોઇ પણ દેશહિતૈષી માણસ કરેજ નહિ. પરંતુ જેમને લોકની વર્તમાન દશા અને ભવિષ્યની દશાનું ગમે તેમ થાવ પણ આપણે તો કોઇએ ન કર્યું હોય તેવું કરી નામનાજ કરવી છે–એવા વિચારના માણસો અને તેમની પાછળ જવામાં મોટાઇ સમજનાર મનુષ્યો ગમે તેવી પ્રવૃત્તિ કરે–એ સ્વાભાવિક છે. કેમકે તેવાઓને તો–"કિસીકા ઘર જલો કિસીકા પૂત મરો, બંદા તો ખાવે ઔર તાપે!"–એવી ભાવનાજ હોય છે. લાગવગ અને શરમમાં લેવાય તેવા સ્વભાવવાળી આ દેશની પ્રજાને ગમે તેવી કવાયત કોઇ કરાવે તેથી કોઇ દૂરઅંદેશી માણસ એમ તો માની શકેજ નહિ કે આખી પ્રજાએ તો શું પણ તેના સ્વલ્પ ભાગે પણ વસ્તુસ્થિતિ અને બધા આગળ પાછળનાં સંજોગોનો વિચાર કરીને ખરા એકસંપથી એ કવાયત કરી છે. લાગવગ શરમાશરમી અને દેખાદેખીનો ઉપયોગ

ફેરાને તેમજ પંઠાફેર હકીકતો જણાવીને એક ધરખૂણીઆ સ્વભાવની બનેલી પ્રજાને મેદાનમાં ઉતારવાનો અખ્તરો એ સર્વ પ્રકારે વિનાશકારક છે. તેથી હિંદની હાલની કે હવે પછીની હાલત સુધારવાની આશા રાખવી એ ઢોંગી કીમિયાગરે આપેલી લાલચ જેવીજ છે

હિંદી પ્રજા સરલ સ્વભાવની, પોતાના ઉપર થયેલા ઉપકારને યાદ રાખનારી, શાન્તિને ચહાનારી, તકરારથી વેગળે રહેનારી, શરમાની શરમાય તેવી, દેખાદેખી કરવાના સ્વભાવવાળી, ઘણું કરીને પોતે પોતાનું સંભાળી બેશી રહેવાના અને જાહેર અથવા સામુદાયિક બાબતોમાં માથું નહિ મારવાના સ્વભાવવાળી, પંચ વગેરે સામુદાયિક કામોમાં. એક કે વધારે માણસો આગળ પડીને કામ કરતા હોય તો ભલે તે કરે એમ સંતોષવાળી, તે કામ કરનારાઓનાં કરેલાં કાર્યોની સમાલોચના કરવાની માથાકુટથી વેગળી રહેનારી, જાહેર હિલચાલોના ગુણદોષ સમજવા જેટલી કેળવણી નહિ પામેલી, અને ભગવાન્ ઉપરકે પોતાના ભાગ્ય ઉપર ભરોંસો રાખનારીછે. આવા સ્વભાવના કોઇ રાજાને નામે ધાલમેલીયા કારભારીઓ ગમે તેમ ધાલમેલ ચલાવે, તેજ પ્રમાણે આવા સ્વભાવની હિન્દી પ્રજાને નામે તેના આગેવાનો પણ ગમે તેવી ધાલમેલ ચલાવે તો તેમના સામે કોઇ વિરૂદ્ધતાનો અવાજ ઉઠાવે તેમ નથી. પણ સ્વ. વા. લોકમાન્ય તિલક પર્યન્ત થયેલા કોઇ પણ લોકનાયકે હિંદી પ્રજાના ઉપર જણાવેલા સ્વભાવનો લાભ લીધો નથી. સઉલોકનાયકો પોત પોતાના સિદ્ધાન્ત પ્રમાણે પોત પોતાના અનુયાયીઓને કેળવતા. પણ હાલમાં તો પ્રજાના ઉપર જણાવેલા સ્વભાવનો લાભ લેઈ પ્રજાને નામે ઘણી જોખમ ભરેલી બાજીઓ મંડાઈ અને ખેલાઇ પણ ચૂકી છે. રાષ્ટ્રીય વસ્તુસ્થિતિ અને પરિ-

સ્થિતિનો ખ્યાલ કરનાર દેશનાયકો તે બાજીઓ સામે પોતાનો વિરૂદ્ધ અભિપ્રાય જણાવી ચૂકયા છે, અને કેટલાક તો મૌનજ પકડયું છે. પ્રજા એ જોખમ ભરેલી બાજીઓનું ફળ ચાખ્યું છે, તો પણ દેશને માટે ભોગ આપવોજ પડે એવા ગોળમટોળ સિદ્ધાન્તની જાળમાં દેશની પ્રજાને ગુંચવણીમાં નાખવામાં આવી છે; અને દરેક નિષ્ફળતા એ સફળતા તરફનું પગલું છે—એ સિદ્ધાન્તનો ખોટો ઉપયોગ કરી પ્રજા ઉપર જાદુ કરવામાં આવે છે. આવીજ કાર્ય પ્રણાલિકાદ્વારા ભોળા ભાવવાળી હિંદી પ્રજાને સવિનય કાયદાના ભંગના ભડાકાને મોઢે ખડી કરવામાં આવી છે, અને કર નહિ આપવાની કવાયત કરવાને અખાડામાં ખડી કરવામાં આવી છે. પંજાબ અને ખીલાફત પ્રકરણો અને તેજ પ્રકરણોનું પિષ્ટપેષણ કરી અતિશયોક્તિઓથી પ્રજાને શૂર ચઢાવવાનું કાર્ય ચાલુ છે.

આનો પરિણામ પણ બીજા તેની પહેલાના પ્રયોગો જેવોજ નિષ્ફળતામાં આવવાનો છે. તો પણ આ પ્રયોગના યોજકે નિષેધાત્મક પ્રયોગના સ્વભાવ ઉપર અને લોકોના પણ ક્રિયાવિમુખ સ્વભાવ ઉપર આધાર રાખીને આ પ્રયોગ સફળ થવાની આશા બાંધી છે. પરંતુ મુંબઇમાં પ્રીન્સની પધરામણી વખતે કડવો અનુભવ થયા પછી હાલ તુરતને વાસ્તે આ પ્રયોગ અઝરાઇએ ચલાવવામાં આવનાર છે, એમ સાંભળીયે છીએ. આ વાત ખરેખર આનંદ ઉપજાવે છે. પરંતુ આ આનંદ કેટલીવાર ટકી રહે છે તે જોવાનું છે. આ પ્રયોગમાં રાજસત્તાનો ઇન્કાર કરવારૂપ એક ભયંકરભાવ રહ્યોછે, તે ભોળાભાવે ચાલનારી હિંદી પ્રજાના સમજવામાં તેના પૂર્વના પુણ્યને પ્રતાપે આવે,

અને પ્રજા પ્રલયાગ્નિમાં હોમાતી બચી જાય એવી શુભઇચ્છા દર્શાવી આ નાનકડા નિબંધની સમાપ્તિ કરવામાં આવે છે.

We build our future thought by thought,
Or good or bad, and know it not—!
Yet so the universe is wrought.
Thought is another name for Fate,
Choose, then, thy destiny and wait—
For love brings love, and hate brings hate.-

—*Segmo*—

Oh for a lodge in some vast wilderness,
Some boundless contiguity of shade,
Where rumour of oppression aud deceit,
Of unsuccessful or successful war,
Might never reach me more! My ear is pained,
My soul is sick with every day's report
Of wrong and outrage with which earth is filled-

—*Couper*—

---

# काळ महिमा.

## રાગ આશાવરી.

આવ્યો આ કળિકાળ, હળાહળ આવ્યો આ કળિકાળ.
હે પ્રભુ ! લ્યો સંભાળ, હળાહળ આવ્યો આ કળિકાળ. (ધ્રુ)
માત પિતાને સંતતિ ન ગણે, જણે કુંવારી બાળ,
શિક્ષક નાચે શિષ્યો આગળ, એવી નિરખી નિશાળ. હળાહળ.૧
વૃદ્ધોને ન ગણે નવ લોહિયા, શિખને માને ગાળ,
મેરી આગળ મરદો નાચે, જાર બજાવે તાળ. હળાહળ. ૨
ઓછું ભણતર ગર્વ ઘણેરો, વરણાગીમાં વાળ.
તેજાનામાં એક તમાકુ, બેઠો બીડી વાળ. હળાહળ. ૩
ભીખ માગતા ભભકા રાખે, ચહા પીએ કંગાલ,
પંડિત જન તો મૌનજ પકડે, ગંડુ બજાવે ગાલ. હળાહળ. ૪
સાધુ બને સેતાન અને શઠ, મેળવી બેસે માલ,
સાચા સાધુ રહે સંકોચે, કળિએ કરી કમાલ! હળાહળ. ૫
પતિવ્રતા તો પાણી ભરતી, પાતરને સુખપાલ,
સતીને સૂકો મળે રોટલો, પાતર પેંડા થાળ. હળાહળ. ૬
પાખંડી પૂજાય અને જૂઠા કંઠે જયમાળ,
મજુર હજુરમાં મેળ ન દીસે, નૃપ રૈયત બેહાલ. હળાહળ. ૭
ગોળંકારી ગુરૂ ગણાતા, સત્યવાદીને સાલ,
કાજી બની કલેશ કરે બહુ, કજિયા તણા દલાલ. હળાહળ. ૮
મર્યાદાનું મૂળજ મોડયું, નીતિ પેઠી પતાળ,
વિનય વિવેક વિધિથી વર્તો, વિનવે વાડીલાલ. હળાહળ. ૯

**શ્રી સનાતન સમસ્ત હિન્દુ ધર્મ સભા—અમદાવાદ તરફથી પ્રસિદ્ધ કરવામાં આવેલાં ઉપયોગી પુસ્તકો.**

**ધર્મજીવન**-(૧) તેમાં "**અમારા ત્રણ કિલ્લા,**" "**સાચા સનાતની સાવધાન,**" અને "**ઝુકો મા.**" એ ત્રણ નિબંધો પૂરેપૂરા સમજવા જેવા છે. ધર્મમાં ઢીલા આ જમાનામાં જરૂરની બાબતો આ "**ધર્મજીવન**"માં સચોટ રીતે ચર્ચેલી છે. સનાતન ધર્મની સામે કુતર્ક કરનારાઓને રદીઆ આપવાને ઉપયોગી અને દરેક સનાતની હિંદુએ નિરંતર પોતાના ધ્યાનમાં રાખવા યોગ્ય મુદ્દાની વાતો આ નાનકડા પુસ્તકમાં છે. કિંમત રૂ. ૦-૧-૯ ટપાલ ખર્ચ જુદું.

**વિવાહ નિબંધ**—આજકાલ પશ્ચિમના પવને ચડેલા કેટલાંક મનુષ્યો કન્યાઓને કન્યાકાળ વીત્યા પછી પરણાવવાની ઘેલછાની હિમાયત કરે છે. તેથી હિંદુ સંસાર દુઃખમય અને હિંદુપણાનો ઉચ્છેદ થવાનો પાકો ભય છે. માટે પુત્રીના કન્યાકાલ સંબંધી શાસ્ત્રનાં પ્રમાણો અને વ્યવહારૂ દલીલથી ભરપુર પદ્ધતિસર લખાયેલો આ નિબંધ પસંદ કરી છપાવવામાં આવ્યો છે. દરેક સનાતની હિંદુએ આ નિબંધ વાંચવા જેવો છે. કિંમત રૂ. ૦-૪-૦ ટપાલ ખર્ચ જુદું.

ઉપરનાં બંને પુસ્તકો જુજ કિંમતનાં અને નફો કરવાના હેતુ વિના છપાવેલાં છે, તે જથાબંધ ખરીદી કોઈ સુપાત્ર હિંદુઓને લહાણીમાં આપશે, તો પણ તેથી હિંદુ ધર્મની સેવા બજાવ્યાનું મહા પુણ્ય થાય તેમ છે.

મળવાનું ઠેકાણું:—

**રા. રા. રતિલાલ મનસુખરામ પટેલ.**

સેક્રેટરી—શ્રી સનાતન સમસ્ત હિંદુ ધર્મ સભા.

મું. સાંકડી શેરીમાં-લાલાવસાની પોળ-અમદાવાદ.